# ભૃગુપુર ઋષિનિવાસ ગ્રંથાવલી.

ગ્રંથાંક—૧.

# જ્ઞાનમંદિર.

( પ્રથમ ખંડ.




પ્રયોજક,

**પુરુષોત્તમ મૂળશંકર ભટ્ટ. બી એ.**

આચાર્ય ભૃગુપુર ઋષિનિવાસ,

**ભરુચ.**



પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૭૯

**મૂલ્ય ચાર આના.**

શ્રી 'જ્ઞાનોદય' પ્રીન્ટીંગ પ્રેસ-**ભરુચ.**

ભૃગુપુર ઋષિનિવાસ ગ્રંથાવલી.

ગ્રંથાંક—૧.

# જ્ઞાનમંદિર

( પ્રથમ ખંડ. )

પ્રયોજક,

પુરુષોત્તમ મૂળશંકર ભટ્ટ. બી એ.

આચાર્ય ભૃગુપુર ઋષિનિવાસ,

ભરુચ.



પ્રથમ આવૃત્તિ                    પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૭૯



મૂલ્ય ચાર આના.



ॐ शं नो मित्र शं वरुणः । शं नो भवत्वर्यमा ।
श न इन्द्रो बृहस्पति । श नो विष्णुरुरुक्रमः ।
नमो ब्रह्मणे । नमस्ते वाया । त्वमेव प्रत्यक्ष ब्रह्मासि ।
त्वामेव प्रत्यक्ष ब्रह्म वद्दिष्यामि । ऋत वद्दिष्यामि ।
सत्य वद्दिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु ।
अवतु माम् । अवतु वक्तारम् ॥

ॐ शान्ति शान्ति शान्ति ॥



# ભૂમિકા.

આ પુસ્તક ભૃગુપુર ઋષિનિવાસમાં ભણતા બ્રહ્મચારીઓને માટે લખવામા આવ્યુ છે ભૃગુપુર ઋષિનિવાસનુ આ પ્રથમ પુસ્તક છે બાળકોને પોતાનુ, પોતાના ધર્મનુ, અને પોતાના દેશનુ સારૂ જ્ઞાન થાય એ ઉપર ખાસ લક્ષ રાખવામા આવ્યુ છે ઋષિનિવાસનો પ્રધાન ઉદ્દેશ ધર્મશિક્ષણ છે પુસ્તકમા સનાતન ધર્મના જ્ઞાન સાથે જગતના બીજા ધર્મોનો પણ પરિચય કરાવવામા આવ્યો છે પુસ્તકમાના પચીસ પાઠો ઉપર ઘણુ વિવેચન કરી શકાય ઋષિનિ-વાસમા ગુજરાતી ત્રણ ચોપડી શિખેલા બાળકોને લેવામા આવે છે આ પુસ્તકની યોજના તેવા બાળકોને માટે છે આજ ધોરણે બીજુ, ત્રીજુ, ચોથુ, એમ પુસ્તકો છપાવવાની ધારણા છે અન્ય સસ્થાઓ પણ આ પુસ્તકનો લાભ લઇ ઉત્તેજન આપી શકે છે પુસ્તકમા સતો અને કવિઓની વાણીનો ઉપયોગ કર્યો છે તેમનો અત કરણ પૂર્વક આભાર માનુ છુ

**પ્રયોજક,**

**પુરુષોત્તમ મૂળશંકર ભટ્ટ** બી એ
આચાર્ય ભૃગુપુર ઋષિનિવાસ.

# નિવેદન.

૧ "જ્ઞાનમંદિર" નો હેતુ બાળકોને જગતના જ્ઞાનભંડારનો પરિચય કરાવવાનો છે એ ઉદ્દેશ ધ્યાનમાં રાખીનેજ "જ્ઞાનમંદિર" ની રચના કરવામાં આવી છે

૨ જે સંસ્થાને માટે "જ્ઞાનમંદિર" ની યોજના કરવામાં આવી છે, તે સંસ્થામાં સંસ્કૃત, હિન્દી, અને ગુજરાતી એમ ત્રણ ભાષાઓ સાથે શીખવવામાં આવે છે સંસ્થાની દૃષ્ટિએ જોતાં તેમાં વપરાયેલી ભાષા કઠણ નહીં ગણાય

૩ સંસ્થાના સંચાલકોનો અનુભવ છે કે, "જ્ઞાનમંદિર' ના પાઠોનું વસ્તુ બાળકો આગળ, રસિક શૈલીથી મુકવામાં આવે તો તેઓ તેને સહેલાઈથી શીખી જાય

૪ પાઠ વંચાવતા પહેલાં શિક્ષકે પાઠમાંની વાતો, બાળકને સરળ ભાષામાં કહી જવી, પછી પ્રશ્નોત્તરદ્વારા તેને દૃઢ કરાવવી, આમ કરવાથી ઘણો ફાયદો થશે ભૂગોળના પાઠો, નકશાની મદદથી શીખવવા

૫ "જ્ઞાનમંદિર' ના પાઠો સૂત્રાત્મક છે,–સૂચનાત્મક છે, એ પાઠો ઉપર શિક્ષક જેટલું વિવેચન કરે તેટલો વધારે ફાયદો

૬ "જ્ઞાનમંદિરમાં' ધર્મભાવના, અને રાષ્ટ્રભાવનાને પોષવાનો પ્રયત્ન યથાશક્તિ કરવામાં આવ્યો છે

૭ "જ્ઞાનમંદિર" નો ઉપયોગ ગુજરાતની કોઈપણ સંસ્થા પોતાની અનુકૂળતા અને પરિસ્થિતિ પ્રમાણે કરી શકે છે "જ્ઞાનમંદિર" બાળકોના હાથમાં મુકવાથી ફાયદોજ થાય, એમ અમારી નમ્ર માન્યતા છે.

૮ "જ્ઞાનમંદિર" ના બીજા ખંડો પણ યથાવકાશ પ્રસિદ્ધ કરવાનો વિચાર છે, પરંતુ તેનો આધાર ઘણેઅંશે પ્રથમ ખંડની સફળતા ઉપર છે.

૯ "જ્ઞાનમંદિર" ની રચના સંબંધી જો કોઇ વિદ્વાન યોગ્ય સૂચના કરશે તો તે ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે

૧૦ "જ્ઞાનમંદિર" માં દશ પાઠ ઉમેરવામાં આવ્યા છે, એટલે એકંદરે પાત્રીસ પાઠ થયા છે

૧૧ પ્રુફસંશોધન, તથા પ્રકાશનના કાર્યમાં રસભેર મદદ કરનાર રા ભાઇ કૃષ્ણલાલ મોતીલાલ દલાલનો આભાર માનું છું છાપવાનું કામ કાળજીપૂર્વક કરવા માટે જ્ઞાનોદય પ્રેસના માલિકનો પણ આભાર માનું છું જેની જેની મદદ મળી હોય તે સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું

પ્રયોજક,

ઋષિનિવાસ ભરુચ — **પુરુષોત્તમ મૂળશંકર ભટ્ટ** બી એ

વિજયાદશમી — આચાર્ય ભૃગુપુર ઋષિનિવાસ

# અનુક્રમણિકા.



## મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્રક.

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૨૧ | વનરાજ ને | વનરાજ વને |
| ૪૩ | ૨ | કૈકેયીએ | અને કૈકેયીએ |
| ૪૮ | ૨૬ | કશ | કસ |
| ૫૭ | ૧૧ | અરબસ્તાન, | પેલેસ્ટાઇને |
| ૫૭ | ૨૩ | ઇશુક્ર | યુસફ્ર |
| ૫૮ | ૨૦ | ઇસુ | ઇશુ |

# સંતવાણી.

ગુરુ ગોવિન્દ બન્ને ખડા, કોને લાગુ પાય
બલિહારી ગુરુદેવની, જેણે ગોવિંદ દિયો બતાઈ—
મિયાવર રામચંદ્રકી જે ૧

રામ નામમા આળસુ, ભોજનમા હુશિઆર
તુલસી એવા મનુષ્યને, વારવાર ધિક્કાર—મિયા ૨

દયા ધર્મનુ મૂળ છે, પાપ મૂળ અભિમાન
તુલસી દયા ન છોડીએ, જ્યાલગી ઘટમા પ્રાણ—મિયા ૩

તિમિર ગયુ રવિ દેખતા, કુબુદ્ધિ ગઈ ગુરુજ્ઞાન
સંપત્તિ ગઈ અતિલોભથી, ભક્તિ ગઈ અભિમાન—સિયા ૪

જનુની જણે તો ભક્ત જણ, કા દાતા કા શૂર
નહિતર રહેજે વાઝણી, તે મત ગુમાવે નૂર—મિયા ૫

હાથી ઘોડા સૌ ચઢે, ચઢે અટાગી મહેલ
ભકિત ખાડા ધારપર, ચઢવુ બહુ મુશ્કેલ—મિયા ૬

ડુંગર ઢાકયો દેવતા, વાદળ ઢાકયો સૂર
અજ્ઞાને ઢાકયો આતમા, સમજણ રહી ગઈ દૂર—મિયા ૭

તુલસી આ સંસારમા, ભાતભાતના લોક
સૌથી હળીમળી ચાલીએ, નદી નાવ સંજોગ—સિયા ૮

નારી નિન્દા ના કરો, નારી રત્નની ખાણ
નારીથી પેદા થયા, ધ્રુવ પ્રહ્‍લાદ સમાન—સિયા ૯

આસપાસ આકાશમા, અંતરમા આભાસ
શ્વાસશ્વાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ—મિયા ૧૦

ખોટા કામે ખલકમા, દંડે જો દરબાર
પશુ પખીને પીડતા, કોપે નકી કિરતાર—સિયા ૧૧

પરધન પત્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન
એટલાથી હરિ ના મળે, તો તુલસીદાસ જમાન—સિયા. ૧૨

પરમેશ્વરની છે પ્રજા, આ સઘળો સસાર
એક કુટુબી આપણે, એક પિતા પરિવાર—સિયા ૧૩

અજગર કરે ન ચાકરી, પખી કરે ન કામ
મદગળ હળ હાંકે નહી, સૌનો દાતારામ—સિયા ૧૪

સતીયા સત નવ છોડીએ, સત છોડે પત જાય
સતની બાધી લક્ષ્મી, ફરી આવી મળી જાય—સિયા ૧૫

કહેણી મિસરી ખાડ છે, રહેણી તાતા લોહ
કહેણી શી રહેણી રહે, એવા વિરલા કોય—સિયા ૧૬

ચિન્તાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન
ચિન્તા બડી અભાગણી, ચિન્તા ચિતા સમાન—સિયા ૧૭

બડો બડાઈ ના કરે, બડા ન બોલે બોલ
હીરો મુખથી ના કહે, લાખ હમારા મોલ—સિયા ૧૮

ભરતે નિજ જનની તજી, પિતા તજ્યો પ્રહલાદ
વિભીષણ નિજનો ભાઈ તજ્યો, શ્રી રામને કાજ—સિયા. ૧૯

તુલસી આ સસારમા, પાચ તત્ત્વ છે સાર
સતસમાગમ હરિભજન, દયા દાન ઉપકાર—સિયા ૨૦



# પાઠ ૧ લો ઈશ્વર.

ઈશ્વર એક છે ઈશ્વરે દુનિયા પેદા કરી છે ઈશ્વરે સૂરજ, ચદ્ર, અને તારાઓ બનાવ્યા છે ઇશ્વર સર્વવ્યાપક છે ઈશ્વર સર્વશકિતમાન છે ઇશ્વર સર્વજ્ઞ છે ઈશ્વરે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ બનાવ્યા છે ઈશ્વર આપણુ રક્ષણ કરે છે ઈશ્વર આપણો પિતા છે ઈશ્વરે સમુદ્ર, નદીઓ, જગલ, પર્વત અને મેદાન બનાવ્યા છે ઈશ્વરના હુકમથી પવન વાય છે ઈશ્વરના હુકમથી સૂર્ય અજવાળુ આપે છે ઈશ્વરના હુકમથી વરસાદ આવે છે ઈશ્વરના હુકમથી નદીઓ વહે છે ઈશ્વરની આજ્ઞાથી ચદ્ર રાત્રે પ્રકાશ આપે છે ઇશ્વરની આજ્ઞાથી તારાઓ રાત્રે ચળકે છે આખુ વિશ્વ ઈશ્વરની આજ્ઞામા રહે છે આખા જગતમા ઈશ્વર સિવાય બીજુ કાઈ નથી નદી, દરિયો, પર્વત, સૂરજ, ચદ્ર, તારાઓ, એ બધા ઈશ્વરના જુદા જુદા સ્વરૂપો છે ઈશ્વર બધે ઠેકાણે છે

"આસપાસ આકાશમા અતરમા આભાસ
ઘાસચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ
ભોમા પેસી ભોય રે કરિયે કાઇ વાત
ઘડિયે મનમા ઘાટ તે જાણે જગનો તાત"

ઈશ્વર હમેશા આપણી સભાળ લે છે આપણે ઈશ્વરને કદી ભૂલવો ન જોઈએ આપણે દરરોજ ઈશ્વરની પ્રાર્થના કરવી જોઈએ

# પાઠ ૨ જો પૃથ્વી.

આપણે બધા પૃથ્વી ઉપર રહીએ છીએ પૃથ્વી ઈશ્વરે બનાવી છે પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે પૃથ્વી હવામા અદ્ધર રહેલી છે ઈશ્વરે પૃથ્વીને પોતાની શક્તિથી હવામા લટકાવી રાખી છે પૃથ્વી ઉપર સમુદ્ર, નદીઓ પર્વત જગલ અને સપાટ જમીન

આવેલી છે એ બધુ ઇશ્વરે બનાવ્યુ છે પૃથ્વી ઉપર માણુસો અને બીજા પ્રાણીઓ વસે છે પૃથ્વીના ગોળાના બે ભાગ કરવામા આવ્યા છે એકનુ નામ પૂર્વ ગોળાર્ધ અને બીજાનુ નામ પશ્ચિમ ગોળાર્ધ. એક ગોળાના બે ભાગ કરીએ તો દરેક ભાગને ગોળાર્ધ કહેવાય. પૃથ્વી ઉપર ચાર મોટા ખડ છે એ ચાર ખડના નામ નીચે પ્રમાણે છે એશિઆ ખડ, યૂરોપ ખડ, આફ્રિકા ખડ, અને અમેરિકા ખડ એ સિવાય આસ્ટ્રેલીઆ નામનો એક નાનો ખડ પણ છે આ બધા ખડોમા મનુષ્યોની વસ્તી છે બધે ઠેકાણે જુદી જુદી જાતના લોકો વસે છે એ બધા લોકોને ઈશ્વરે બનાવ્યા છે

"પરમેશ્વરની છે પ્રજા આ સઘળો સસાર
એક કુટુબી આપણે એક પિતા પરિવાર"

બધા ખડોમા એશિઆ ખડ સૌથી મોટો છે આપણો દેશ એશિઆ ખડમા આવેલો છે આપણા દેશનુ નામ ભરતખડ છે ભરત નામના એક મોટા રાજા આપણા દેશમા થઈ ગયા એમના નામ ઉપરથી આપણા દેશનુ નામ ભરતખડ પડ્યુ છે ઈશ્વરે આપણે રહેવા માટે પૃથ્વી બનાવી છે આપણે ઈશ્વરનો ઉપકાર માનવો જોઈએ તેની હમેશા પ્રાર્થના કરવી જોઈએ

## પાઠ ૩ જો પાણી.

પાણી ઈશ્વરે બનાવ્યુ છે આપણે રહેવા માટે ઈશ્વરે પૃથ્વી બનાવી છે આપણે પીવા માટે તથા બીજા કામોને માટે ઈશ્વરે પાણી બનાવ્યુ છે પાણી વગર આપણે જીવી શકીએ નહીં નદીઓ, સમુદ્ર, સરોવરો અને કુવાઓમાથી આપણને પાણી મળે છે સમુદ્રનુ પાણી ખારૂ હોય છે એમાથી મીઠુ પાકે છે નદીઓનુ પાણી મીઠુ હોય છે નદીઓ પર્વતોમાથી નીકળે છે, અને સમુદ્રોને મળે છે. ઈશ્વર વરસાદ મોકલે છે વરસાદનુ પાણી મીઠુ હોય છે.

પાણીને ગરમ કરીએ તો તેની વરાળ થઈ જાય બહુ ઠડી પડે તો પાણી ઠરી જાય એ ઠરી ગયેલા પાણીને બરફ કહે છે સૂર્યના તાપથી સમુદ્રના પાણીની વરાળ થાય છે એ વરાળ ઉચે આકાશમા જાય છે, અને ત્યા તેના વાદળા થાય છે પછી એ વાદળા વરસાદ રૂપે નીચે આવે છે. વરસાદ આવે તો અનાજ પાકે છે વરસાદ ન આવે તો અનાજ ન પાકે, અને અનાજ ન પાકે તો આપણે બધા ભૂખે મરીએ ઇશ્વિર આપણા ઉપર મહેરબાની કરીને વરસાદ મોકલે છે પાણી બહુ ઉપયોગી ચીજ છે ઇશ્વિર દયાળુ છે તેણે આપણા ઉપર દયા લાવી પાણી બનાવ્યુ છે

"ઓ ઇશ્વિર તુ એક છે સરજ્યો તે સસાર
પૃથ્વી, પાણી, પર્વતો તે કીધા તૈયાર"

ઇશ્વિરે આપણુને જોઈતી બધી ચીજો બનાવી છે આપણે ઇશ્વિરને કદી ભૂલવો ન જોઈએ આપણે હમેશા ઇશ્વિરની બદગી કરવી જોઈએ

# પાઠ ૪ થો અગ્નિ.

ચુલામા સળગતો દેવતા તો તમે જોયો હશે એનુ બીજુ નામ અગ્નિ છે અગ્નિને ઇશ્વિરે બનાવ્યો છે અગ્નિ વિના પણ આપણુને ન ચાલે અગ્નિ ન હોય તો આપણે અનાજ રાધી શકીએ નહી અગ્નિ ન હોય તો આપણે ઠડીથી હેરાન થઈ જઈએ અગ્નિને તેજ પણ કહે છે સૂર્યમા તેજ છે ચદ્રમા તેજ છે તારાઓમા તેજ છે દીવામા તેજ છે દેવતામા તેજ છે તેજ વગર આપણે જીવી ન શકીએ સૂર્ય આપણુને ગરમી આપે છે બધી ગરમીનુ મૂળ સૂર્ય છે સૂર્ય ન હોય તો દુનિઆ જીવી શકે નહીં સૂર્ય ઘણો મોટો છે આપણી પૃથ્વીથી તે ઘણો દૂર છે સૂર્યને ઇશ્વિરે બનાવ્યો છે સૂર્ય ન હોય તો અનાજ ઉગે નહી સૂર્ય ન

હોય તો દુનિઆ ટકે નહીં સૂર્યમા ઘણુ તેજ છે તમે ચદ્ર તો જોયો હશે ચદ્ર સૂર્યના તેજથી ચળકે છે સોનુ, રૂપુ વિગેરે ધાતુઓ ચળકે છે તેમા પણ તેજ છે આપણા પેટમા પણ અગ્નિ છે એ અગ્નિ આપણે ખાધેલા ખોરાકને પચાવે છે આપણી આખોમા પણ તેજ છે આપણે આખોના તેજથી જોઈ શકીએ છીએ આકાશમા વિજળી થાય છે, તેમા પણ અગ્નિ છે વિજળી અગ્નિરૂપ છે, તેથી તે ચળકે છે અગ્નિ બધે ઠેકાણે છે જમીનમાથી હીરા નીકળે છે તેમા પણ તેજ હોય છે અગ્નિને ઈશ્વરે બનાવ્યો છે અગ્નિને ઈશ્વરની આજ્ઞામા રહેવુ પડે છે ઈશ્વરની આજ્ઞાથી અગ્નિ આપણને તેજ અને શકિત આપે છે ઈશ્વરે આપણે માટે અનેક વસ્તુઓ બનાવી છે આપણે ઈશ્વરને કદી ન ભૂલવો જોઈએ આપણે હરરોજ એની પ્રાર્થના કરવી જોઈએ

## પાઠ ૫ મો. વાયુ.

વાયુને આપણે દેખી શકતા નથી વાયુનુ બીજુ નામ હવા છે હવા આપણા શરીરને લાગે છે, તેથી આપણે તેને જાણી શકીએ છીએ હવા વિના આપણે થોડીવાર પણ ન જીવી શકીએ હવા ન મળે તો આપણે ગુગળાઈને મરી જઈએ હવાને પવન પણ કહે છે ઝાડને પણ હવા વગર ન ચાલે છોડવાઓને પણ હવાની ઘણીજ જરૂર છે પશુ પખીને પણ હવા વગર ન ચાલે ઈશ્વરે મહેરબાની કરી આપણને ઘણીજ હવા બનાવી આપી છે આપણને હવાના પૈસા બેસતા નથી શિયાળામા અને ચોમાસામા હવા ઠડી હોય છે ઉનાળામા હવા ગરમ થઇ જાય છે ઉનાળામા સૂર્યની ગરમી ઘણી હોય છે, તેથી હવા ગરમ થઇ જાય છે પૃથ્વી, પાણી અને અગ્નિને આપણે જોઈ શકીએ છીએ, પણ હવાને આપણે આખવડે જોઈ શકતા નથી હવાને સ્પર્શથી જાણી શકીએ છીએ

જે ઘરમા પવન ન આવી શકતો હોય તે ઘરમા ગદકી પેદા થાય છે, અને તેથી રોગ ઉત્પન્ન થાય છે આપણે હમેશા ખુલ્લી અને તાજી હવામા રહેવુ જોઈએ તાજી હવા લેવાથી શરીર સારૂ રહે છે પવનમા ઘણુ બળ હોય છે કોઈ કોઈ વખત તોફાની પવન ઝાડના ઝાડ ઉખેડી નાખે છે પવનદેવ લોકોનુ ભલુ કરવા માટે વાય છે પવન ઈશ્વરે બનાવ્યો છે ઈશ્વરના હુકમથી પવન વાય છે. ઈશ્વરના હુકમથી પવન બધ થાય છે ઈશ્વરે આપણી ઉપર દયા લાવી પવન બનાવ્યો છે આપણે ઈશ્વરનો ઉપકાર માનવો જોઈએ, અને હમેશ તેની આજ્ઞા પ્રમાણે ચાલવુ જોઈએ આપણે હમેશ ઈશ્વરની બદગી કરવી જોઈએ

## પાઠ ૬ ઠો. આકાશ.

દૂર દૂર નજર કરતા આપણને ભૂરૂ ભૂરૂ આકાશ દેખાય છે આકાશ એટલે પોલાણુ આકાશને રગ નથી આકાશ ઈશ્વરે બનાવ્યુ છે આકાશ હવાથી ભરેલુ છે આકાશમા ઈશ્વરે સૂરજ, ચદ્ર અને અનેક તારાઓ બનાવ્યા છે આકાશનો પાર નથી આપણી પૃથ્વીની ચારે બાજુ પણ આકાશ આવેલુ છે આપણી પૃથ્વી આકાશમા ચકર ચકર ફરે છે આકાશમા ગ્રહો અને નક્ષત્રો આવેલા છે ગ્રહોના નામ નીચે પ્રમાણે છે સૂર્ય, ચદ્ર, મગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ સિવાય બીજા ગ્રહો પણ છે રાહુ અને કેતુ નામના બે ગ્રહો પણ આકાશમા આવેલા છે નક્ષત્રો પણ આકાશમા આવેલા છે નક્ષત્રો સત્તાવીસ છે. ગ્રહો આકાશમા સૂર્યની આસપાસ ફરે છે આપણી પૃથ્વી પણ સૂર્યની આસપાસ ફરે છે ચદ્રમા પૃથ્વીની આસપાસ ફરે છે નક્ષત્રો સ્થિર છે નક્ષત્રો ફરતા નથી કોઈ કોઈ વખત આકાશમા પુછડીઆ તારા પણ દેખાય છે ઈશ્વરની શકિત અજબ છે. એણે પૃથ્વી ઉપર અને આકાશમા

અજબ વસ્તુઓ પેદા કરી છે આપણી પૃથ્વી જ્યારે આકાશમાં સૂર્યની આસપાસ એક ચક્કર મારે છે, ત્યારે આપણુ એક વર્ષ થાય છે ચદ્રને લીધે સમુદ્રમા ભરતી આવે છે સૂર્યને લીધે આપણે જીવીએ છીએ. તારાઓ આપણને તેજ આપે છે તારાઓ રાત્રે બહુ સુદર દેખાય છે એ બધા તારાઓ સૂર્ય, ચદ્ર, નક્ષત્રો વિગેરે સઘળુ ઈશ્વરે બનાવ્યુ છે એ બધા કરતા ઈશ્વર વધારે બળવાન છે આપણે ઈશ્વરને કદી ભૂલવો ન જોઈએ હરહમેશ તેની સ્તુતિ કરવી જોઈએ

## પાઠ ૭ મો આપણો દેશ.

આપણે પૃથ્વી ઉપર વસીએ છીએ આપણા દેશનુ નામ ભરતખડ છે એને હિદુસ્થાન પણ કહે છે, આપણો દેશ એશિઆ ખડમા આવેલો છે આપણા દેશમા મોટા મોટા પર્વતો, અને નદીઓ છે આપણા દેશમા અનેક મોટા મોટા શહેરો છે આપણા દેશની ઉત્તર દિશાએ હિમાલય નામનો મોટો પર્વત છે, જે આખી દુનિયામા સૌથી ઉચામા ઉચો પર્વત છે વિન્ધ્યાચળ, સહ્યાદ્રિ, વિગેરે બીજા ઘણા પર્વતો આપણા દેશમા આવેલા છે હિમાલયમા રત્નોની ખાણો છે હિમાલયના કૈલાસ શિખર ઉપર શિવજી વસે છે આપણા દેશમા મોટી મોટી પવિત્ર નદીઓ છે ગગા, યમુના, નર્મદા, સરસ્વતી, અને ગોદાવરી, એ ઘણીજ પવિત્ર નદીઓ ગણાય છે ગગા નદીને સ્વર્ગમાથી ભગીરથ રાજાએ નીચે આણી છે આપણા દેશમા યાત્રાના સ્થળો પણ ઘણા છે કાશી, દ્વારકા, જગન્નાથપુરી, હરદ્વાર, નાશિક, ગયા, વિગેરે પવિત્ર તીર્થક્ષેત્રોમા યાત્રા કરવા દરવર્ષે અનેક યાત્રાળુઓ જાય છે કાશીમા કાશીવિશ્વેશ્વર મહાદેવનુ દેવાલય છે મુબઈ, કલકત્તા, મદ્રાસ, કરાચી, વિગેરે મોટા શહેરો પણ આપણા દેશમા છે. આપણા દેશ ઉપર ઈશ્વરની કૃપા

છે. આપણે ત્યા અનાજ તથા કપાસ ખુબ પાકે છે આપણા દેશની ત્રણ બાજુએ દરિયો તથા ચોથી બાજુએ હિમાલય પર્વત છે આ પ્રમાણે ઇશ્વરે આપણા દેશનુ રક્ષણ કર્યુ છે આપણો દેશ આપણને ખોરાક, કપડા, વિગેરે આપી પાળે છે આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ

જનની અને વળી જન્મભૂમિ, સ્વર્ગથીય અધિક છે,
ચાહે નહીં જે એહને, તે નરપશુને ધિક્ક છે

આપણે આપણા દેશનુ રક્ષણ કરવુ જોઇએ દેશ માટે આપણે ગમે તે દુ ખ ખમવા તૈયાર રહેવુ જોઇએ ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ કે તે આપણા દેશનુ રક્ષણ કરે

# પાઠ ૮ મો આપણો ધર્મ.

આપણા ધર્મનુ નામ વેદધર્મ અથવા સનાતન ધર્મ છે એને લોકો હિન્દુધર્મ પણ કહે છે આપણો ધર્મ આપણને ઇશ્વિર તરફથી મળ્યો છે ઇશ્વિરે આપણને પેદા કર્યા છે અને ધર્મ પણ આપ્યો છે આપણા ધર્મના મૂળ પુસ્તકો વેદ છે વેદ ઇશ્વરે રચ્યા છે વેદ ચારછે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ વેદ સિવાય આપણા ધર્મના બીજા અનેક પુસ્તકો છે, જેમાથી મુખ્ય નીચે પ્રમાણે છે ગીતા, રામાયણ, મહાભારત મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિ, ભાગવત, ઉપનિષદો, પુરાણો, ચાર ભાષ્યો, દર્શનશાસ્ત્રો વિગેરે સ્મૃતિઓની સખ્યા અઠ્ઠાવીસ ગણાય છે પુરાણો અઢાર છે ઉપપુરાણો પણ અઢાર છે દર્શનશાસ્ત્રો છ ગણવામા આવે છે એ સિવાય બીજા અનેક પુસ્તકો આપણા ધર્મના છે આપણો સનાતન ધર્મ જુનામા જુનો છે આપણો ધર્મ ઉત્તમોત્તમ છે આપણે આપણા ધર્મ પ્રમાણે ચાલવુ જોઇએ. વેદ, ગીતા, ધર્મશાસ્ત્રો, વિગેરે

પુસ્તકોમા જે પ્રમાણે લખ્યુ હોય તેજ પ્રમાણે આપણે ચાલવુ જોઈએ તેમ ન કરીએ તો ઈશ્વર આપણા ઉપર રાજી ન રહે, અને આપણે દુ ખી થઈએ જો આપણે આપણા ધર્મની આજ્ઞા પ્રમાણે ચાલીએ તો સુખી થઈએ આપણને આપણો ધર્મ ઋષિમુનિઓ તરફથી, અને ઈશ્વર તરફથી મળ્યો છે ઋષિમુનિઓ ઈશ્વરને ઓળખતા હતા તેઓ હમેશા ઈશ્વરના ધ્યાનમાજ મચ્યા રહેતા ઋષિમુનિઓ ઘણા પવિત્ર માણુસો હતા એમની આજ્ઞાને આપણે માન આપવુ જોઈએ વસિષ્ઠ, યાજ્ઞવલ્કય, વિશ્વામિત્ર, વેદવ્યાસ, શુકદેવજી વિગેરે મોટા મોટા ઋષિઓ આપણા દેશમા થઈ ગયા છે તેમણે ઈશ્વરના હુકમ પ્રમાણે આપણને ધર્મ શીખવ્યો છે આપણે મરણને જોખમે પણ આપણો ધર્મ પાળવો જોઈએ. ઈશ્વર! હમેશા અમારા ધર્મનુ રક્ષણ કરો!

# પાઠ ૯ મો દુનિયાના મુખ્ય ધર્મો.

પૃથ્વી ઉપરના મોટા ધર્મો ચાર છે (૧) સનાતન ધર્મ અથવા વેદધર્મ, (૨) બૌદ્ધધર્મ, (૩) મુસલમાની ધર્મ, (૪) ખ્રીસ્તીધર્મ આ ચાર ધર્મો મુખ્ય છે એ સિવાય, જૈનધર્મ, અને પારસીધર્મ પણ છે સનાતન ધર્મ આપણને ઈશ્વર તરફથી મળ્યો છે. બૌદ્ધ ધર્મના સ્થાપનાર મહાત્મા ગૌતમબુદ્ધ છે મુસલમાની ધર્મના સ્થાપનાર પેગબર સાહેબ મહમદ છે ખ્રીસ્તી ધર્મના સ્થાપનાર મહાત્મા ઈશુ ખ્રીસ્ત છે આ પ્રમાણે દુનિયાના જુદા જુદા ધર્મોને સ્થાપનાર જુદા જુદા મહાત્માઓ છે જૈનધર્મના સ્થાપનાર મહાવીર સ્વામી છે, અને પારસીધર્મના સ્થાપનાર પેગબર જરથોસ્ત છે આ રીતે જગતમા જુદા જુદા ધર્મો ચાલે છે હિન્દુસ્થાનમા મુખ્ય સનાતન ધર્મ છે તિબેટ, લકા, ચીન અને જાપાનમા બૌદ્ધધર્મ પ્રધાન છે. અરબસ્તાન, તુર્કસ્તાન વિગેરે દેશોના લોકો મુસલમાની

ધર્મ પાળે છે. યુરોપ ખડના ઘણા દેશોમાં ખ્રીસ્તીધર્મ પળાય છે હિદુસ્થાનમા પણ મુસલમાનો છે, જૈનો અને પારસીઓ પણ હિદુસ્થાનમા છે. આપણા હિન્દુસ્થાનમા હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, જૈન, વિગેરે જુદા જુદા ધર્મના લોકો વસે છે જૈનધર્મ, અને બૌદ્ધધર્મ, એ વેદધર્મની શાખાઓજ છે પારસીધર્મ પણ સનાતન ધર્મને મળતો છે મુસલમાન અને ખ્રીસ્તીધર્મ પણ એક બીજાને મળતા છે બધા ધર્મોના મૂળતત્ત્વો તો એકજ હોય છે આ બધા ધર્મોમા સનાતન ધર્મ અથવા વેદધર્મ ઘણો ગભીર અને વિશાળ છે સૌએ પોતપોતાનો ધર્મ પાળવો જોઇએ જે ધર્મમા આપણો જન્મ થાય તેજ ધર્મ આપણે પાળવો, એ આપણુ કર્તવ્ય છે પોતાનો ધર્મ પાળવામા જરાપણ પાછા પડવુ નહીં બીજાના ધર્મની નિદા કરવી નહીં સૌ એક પિતા પરમેશ્વરના બાળક છે, એમ સમજી, બધાની સાથે હળીમળીને ચાલવુ હે ઈશ્વર ! અમારામા પરસ્પર સપ વધારો, અને અમને શાન્તિ આપો !

## પાઠ ૧૦ મો. પૃથ્વી ઉપરની ભાષાઓ.

પૃથ્વી ઉપર જુદી જુદી જાતના લોકો વસે છે જુદા જુદા લોકો જુદા જુદા ધર્મો પાળે છે, અને તેઓ જુદી જુદી ભાષાઓ બોલે છે આપણા હિન્દુસ્થાનમા પણ અનેક ભાષાઓ બોલાય છે આપણે ગુજરાતી ભાષા બોલીએ છીએ ઉત્તર હિન્દુસ્થાનના લોકો હિન્દી ભાષા બોલે છે બગાળાના લોકો બગાળી ભાષા બોલે છે દક્ષિણના લોકો મરાઠી ભાષા બોલે છે સિધમા લોકો સિધી ભાષા બોલે છે આ પ્રમાણે આપણા દેશમા લોકો અનેક ભાષાઓ બોલે છે દરેક ભાષા જુદી જુદી છે ગુજરાતી, બગાળી, મરાઠી, હિન્દી,

વિગેરે ભાષાઓની માતા સસ્કૃત ભાષા છે જુના વખતમાં આપણા દેશમા સસ્કૃત ભાષા બોલાતી હતી હાલ પણ પડિતલોકો સસ્કૃત ભાષા બોલે છે સસ્કૃત ભાષા બધી ભાષાઓમા ઉત્તમ ભાષા છે એ દેવલોકોની ભાષા છે આપણા દેશમા મુસલમાન લોકો ઉર્દુ ભાષા પણ બોલે છે અને લખે છે આપણા દેશની બહાર બીજી અનેક ભાષાઓ બોલાય છે, અને લખાય છે યુરોપમા અગ્રેજી, જરમન, ફ્રેન્ચ, વિગેરે ભાષાઓ બોલાય છે એશિઆ ખડમા ફારસી, જાપાની, અરબી, વિગેરે ભાષાઓ વપરાય છે આ પ્રમાણે દુનિયાના જુદા જુદા લોક જુદા જુદા ધર્મ પાળે છે અને જુદી જુદી ભાષાઓ બોલે છે દેશ દેશની ભાષા જુદી હોય છે જુનામા જુની ભાષા સસ્કૃત છે પડિતોનુ એવુ માનવુ છે કે દુનિયાની ઘણીખરી ભાષાઓની માતા સસ્કૃત ભાષા છે એટલે કે ઘણીખરી ભાષાઓ સસ્કૃત ભાષામાથી નીકળી છે આપણા હિન્દુસ્થાનની મુખ્ય ભાષા હિન્દી છે હિન્દી ભાષા બહુ મીઠી તથા જુસ્સાવાળી છે એ ભાષામા ઘણી સારી કવિતાઓ છે આપણી ગુજરાતી ભાષા પણ ઘણી સારી છે આપણે આપણા દેશની ભાષાઓનો અભ્યાસ કરવો જોઈએ હિન્દી, ગુજરાતી, અને સસ્કૃત એ ત્રણ ભાષાઓ તો આપણે જરૂર ભણવી જોઈએ યુરોપખડની પણ એકાદ ભાષા આપણે જાણવી જોઈએ અગ્રેજી ભાષા યુરોપખડની ભાષા છે, એ ભાષા સારી છે આપણી ગુજરાતી ભાષામા અનેક કવિઓ અને લેખકો થઈ ગયા છે ભાષાવડે આપણે એક બીજા સાથે વ્યવહાર કરી શકીએ છીએ ભાષા એક ઉપયોગી ચીજ છે ઈશ્વરે આપણને બુદ્ધિ આપી છે, તે વડે આપણે ભાષા બનાવીએ છીએ બુદ્ધિ આપનાર ઈશ્વર છે, માટે આપણે તેનો ઉપકાર માનવો જોઈએ

# પાઠ ૧૧ મો ચાર વર્ણ.

હિન્દુ ધર્મશાસ્ત્રોએ સમાજના ચાર ભાગ પાડયા છે. એ ચાર ભાગો નીચે પ્રમાણે છે. (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય (૪) શૂદ્ર સમાજમા બરાબર વ્યવસ્થા જળવાઈ રહે એટલા માટે આ ભાગો પાડવામા આવ્યા છે આ દરેક ભાગને વર્ણ કહેવામા આવે છે દરેક વર્ણનુ કામ જુદુ જુદુ નક્કી કરવામા આવ્યુ છે બ્રાહ્મણનો ધર્મ, ભણવુ અને ભણાવવુ, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવુ અને દાન દેવુ એ છે ક્ષત્રિયોનો ધર્મ ભણવુ, યજ્ઞ કરવો તથા દાન દેવુ એવો છે ક્ષત્રિયોને દેશનુ તથા ધર્મનુ રક્ષણ પણ કરવાનુ છે રાજ્યકર્તા ક્ષત્રિયોએ પોતાની પ્રજાનુ સારી રીતે રક્ષણ કરવુ એ તેમનો ધર્મ છે ગાય અને બ્રાહ્મણનુ રક્ષણ અને પોષણ કરવુ એ દરેક ક્ષત્રિયનો ધર્મ છે વૈશ્યોનો ધર્મ વહેપાર કરવાનો છે વૈશ્યોએ ગાયો પાળવી, ખેતી કરવી તથા વહેપાર કરવો એમ શાસ્ત્રની આજ્ઞા છે શૂદ્રોએ ઉપરના ત્રણે વર્ણોની સેવા કરવાની છે આ પ્રમાણે વેદધર્મે સમાજના જુદા જુદા ભાગ પાડી તેમના ધર્મો નક્કી કર્યા છે ચારે વર્ણોએ સમાજની સેવા કરવાની છે બ્રાહ્મણે પોતાના જ્ઞાનથી, ક્ષત્રિયે પોતાના બળથી, વૈશ્યે પોતાના ધનથી, અને શૂદ્રે પોતાની સેવાથી સમાજને મદદ કરવાની છે આ રચનામા ઘણુ ડહાપણ છે આ રચનાનો જો બરાબર ઉપયોગ કરવામા આવે તો ઘણા સારા ફળ આવે ચાર વર્ણોમા કોઈ ઉચો નીચો નથી. સૌને પોતપોતાના ધર્મ બજાવવાના છે પ્રાચીન કાળમા ચારે વર્ણો પોતપોતાનુ કર્તવ્ય સારી રીતે બજાવતા; ત્યારે આપણા દેશમા સુખસપત્તિ હતી હાલ આપણે આપણો ધર્મ બરાબર બજાવતા નથી, તેથી દુ ખ પામીએ છીએ માટે આપણે દરેકે આપણી ફરજ બજાવવા તૈયાર થઈ જવુ જોઇએ બ્રાહ્મણે જ્ઞાન મેળવી લોકોને ઉપદેશ આપવો જોઈએ ક્ષત્રિયે દેશનુ રક્ષણ કરવા તૈયાર થવુ જોઈએ વૈશ્યે દેશ અને ધર્મની ખાતર પોતાનુ ધન આપવુ જોઈએ.

શૂદ્રે પોતાની શક્તિ પ્રમાણે સેવા કરવી જોઈએ નોકરી કરવી એ શૂદ્રનો ધર્મ છે, બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યનો નહીં પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરનાર મનુષ્ય આ લોકમાં અને પરલોકમા સુખી થાય છે. ધર્મભ્રષ્ટ થનાર માણસ નરકે પડે છે માટે સૌએ પોતાના ધર્મ પ્રમાણેજ ચાલવુ જોઈએ હે ઈશ્વર ! તુ અમને અમારા ધર્મ પ્રમાણે ચાલવાનુ બળ આપ !

## પાઠ ૧૨ મો ચાર આશ્રમ.

હિન્દુ ધર્મશાસ્ત્રોએ જે પ્રમાણે સમાજના ચાર ભાગ પાડયા છે, તેજ પ્રમાણે મનુષ્યની જીદગીના પણ ચાર ભાગ પાડયા છે એ દરેક ભાગને આશ્રમ કહેવામા આવે છે ચાર આશ્રમોના નામ નીચે પ્રમાણે છે (૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ, (૪) સન્યાસાશ્રમ આ ચાર આશ્રમોમા મનુષ્યને જુદા જુદા ધર્મો પાળવાના છે પહેલા બ્રહ્મચર્યાશ્રમમા, ગુરુને ત્યા રહી વિદ્યાભ્યાસ કરવાનો છે ઓછામા ઓછા ચોવીસ વરસ સુધી વિદ્યા ભણવાની છે ત્યારપછી પુરુષે પરણવાનુ છે. પરણ્યો એટલે પુરુષ બીજા આશ્રમમા પ્રવેશ કરે છે આ આશ્રમનુ નામ ગૃહસ્થાશ્રમ છે ગૃહસ્થને અનેક ધર્મો પાળવાના છે ધન કમાઈ તેનો સારે માર્ગે ખર્ચ કરવાનો છે પોતાના વશનો વિસ્તાર કરવાનો છે એટલે કે પુત્રોત્પત્તિ કરવાની છે પોતાના પુત્રને ત્યા પુત્ર થાય એટલે ગૃહસ્થે સસારનો ત્યાગ કરી વાનપ્રસ્થ આશ્રમનો સ્વીકાર કરવાનો છે. આ આશ્રમમા વનવાસનો સ્વીકાર કરી, લોકસેવા તથા ઈશ્વરસેવા કરવાની છે વાનપ્રસ્થાશ્રમમા, મુખ્યત્વે કરીને લોકસેવા કરવાની છે ત્યારપછી છેલ્લો આશ્રમ સન્યાસાશ્રમ છે આ આશ્રમમા સસારનો તદ્દન ત્યાગ કરવાનો છે પુરુષે એકાંતમા રહી ઈશ્વરભજન કરી મોક્ષ મેળવવાનો પ્રયત્ન કરવાનો છે આ આશ્રમમા સસારનો સગ બિલકુલ કરવાનો નથી આ પ્રમાણે આપણા શાસ્ત્રમાં મનુષ્યની

જીંદગીના વિભાગ કરવામાં આવ્યા છે આપણા શાસ્ત્ર પ્રમાણે મનુષ્યની જીંદગી એ એક કર્તવ્યપરંપરા છે આપણા શાસ્ત્ર પ્રમાણે મનુષ્યનુ મોટામાં મોટુ કર્તવ્ય ઈશ્વરને ઓળખવાનુ છે ચોથો સન્યાસાશ્રમ એને માટેજ રાખવામાં આવ્યો છે જુના વખતમાં આપણા દેશમાં આ ચારે આશ્રમો નિયમસર પળાતા, ત્યારે દેશમાં સુખ અને આનંદની સીમા નહોતી હાલ ચાર વર્ણોની પેઠે ચાર આશ્રમો પણ છિન્નભિન્ન થઈ ગયા છે હાલ તો કોઈ આ આશ્રમોની દરકાર કરતુ નથી મરતા સુધી માણુસ ઘરમાજ પડી રહે છે જુના વખતમા વાનપ્રસ્થ થયેલા પુરુષો પોતાનો સમય લોકસેવામાજ ગાળતા આથી સમાજને વગર ખરચે શિક્ષકો મળતા આ શિક્ષકોના પ્રયાસથી, સમાજ સુવ્યવસ્થિત રહેતો આ ચાર આશ્રમોનો જો ઉદ્ધાર થાય તો ફરીથી પણ આપણા ભારતવર્ષમા સુખ અને સમૃદ્ધિની વૃદ્ધિ થાય ચાર વર્ણો અને ચાર આશ્રમોની યથાકાલ પુનર્ઘટના થવાની ઘણી જરૂર છે દરેક માણુસ પોતાના વર્ણાશ્રમધર્મને પાળે તો ખરેખર દેશ અને ધર્મનો ઉદ્ધાર થયા વગર રહેજ નહીં હે ઈશ્વર ! તુ અમને અમારો ધર્મ પાળવાનુ બળ અને બુદ્ધિ આપ. અસ્તુ

## પાઠ ૧૩ મો ચાર પુરુષાર્થ.

ચાર વર્ણ અને ચાર આશ્રમોની પેઠે હિન્દુ ધર્મે મનુષ્યના ચાર પુરુષાર્થો પણ નક્કી કર્યા છે એ ચાર પુરુષાર્થોના નામ નીચે પ્રમાણે છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થોને ચાર આશ્રમો સાથે ઘણો સબંધ છે બ્રહ્મચર્યાશ્રમની સાથે ધર્મ, ગૃહસ્થાશ્રમની સાથે અર્થ, વાનપ્રસ્થાશ્રમની સાથે કામ અને સન્યાસાશ્રમની સાથે મોક્ષ, એમ ચાર આશ્રમોની સાથે ચાર પુરુષાર્થોનો સબંધ છે. બ્રહ્મચર્યાશ્રમમાં પુરુષે ધર્મપ્રાપ્તિ કરવાની છે. એટલે કે

બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યા ભણી સારાસારનો વિવેક કરતાં શિખવાનુ છે. બ્રહ્મચર્યાશ્રમમા વ્યાયામ તથા રમતોથી શરીરને સુદૃઢ બનાવવાનુ છે આમ કરવાથી મનુષ્ય ગૃહસ્થાશ્રમમા પોતાનુ કર્તવ્ય કરવાને લાયક થાય છે બ્રહ્મચર્યાશ્રમ બીજા સઘળા આશ્રમોના પાયારૂપ છે. એ આશ્રમમાં સારી રીતે ધર્માર્જન કરવાથી જીદગી સુખાવહ થાય છે ત્યારપછી ગૃહસ્થાશ્રમ આવે છે આ આશ્રમમા અર્થ સપાદન કરવાનો છે. અર્થ એટલે દુનિયાની દોલત સસારના ભોગવિલાસ જોયા સિવાય મનુષ્યને તૃપ્તિ થતી નથી ગૃહસ્થાશ્રમમા શાસ્ત્રમર્યાદાનુસાર બધા ભોગો ભોગવી લેવાના છે. જેથી ત્રીજા આશ્રમમા તેની વાસના ન રહે ત્યારપછી વાનપ્રસ્થાશ્રમમા પ્રવેશ કરવાનો છે આ આશ્રમમા "કામ" મેળવવવાનો છે કામનો અર્થ ઈચ્છા થાય છે. અહીં કામ એટલે મોક્ષને માટે કામના અગર તો ઈશ્વરદર્શનને માટે કામના એમ સમજવુ જોઈએ કેટલાક પડિતો કામ એટલે સુખેચ્છા એવો અર્થ કરે છે તે વાનપ્રસ્થ આશ્રમને ધ્યાનમા લેતા બધબેસતો નથી વાનપ્રસ્થાશ્રમીનો મુખ્ય ધર્મ લોકસેવા, અને ઈશ્વિરસેવા છે વાનપ્રસ્થીએ સયમી જીવન ગાળી, ઈશ્વરદર્શનને માટે તૈયારી કરવાની છે આ પ્રમાણે ત્રીજા આશ્રમમા ત્રીજા પુરુષાર્થને માટે પ્રયત્ન કરવાનો છે ત્યારપછી છેલ્લો પુરુષાર્થ મોક્ષ છે. આ પુરુષાર્થ સાધવાને સન્યાસની જરૂર છે સન્યાસાશ્રમમાજ આ પુરુષાર્થ સાધી શકાય છે આપણા શાસ્ત્ર પ્રમાણે મનુષ્યને માટે પરમ પુરુષાર્થ મોક્ષ છે. આપણા શાસ્ત્ર પ્રમાણે ઈશ્વિરદર્શન કે સ્વસ્વરૂપનુ જ્ઞાન એજ મનુષ્યજન્મનુ અન્તિમ ધ્યેય છે. આ પ્રમાણે મનુષ્યે પોતાના ચાર આશ્રમોમાં ચાર પુરુષાર્થની પ્રાપ્તિ કરવાની છે. પ્રાચીન કાળમા આપણા ભારતવર્ષમા લોકો શાસ્ત્રાજ્ઞા પ્રમાણે ચાલી પોતાની જીદગી સફળ કરતા હે ઈશ્વર ! તુ અમને અમારા ધર્મ પ્રમાણે ચાલવાનુ બળ અને ઉત્સાહ આપ. અસ્તુ

# પાઠ ૧૪ મો ગૌતમબુદ્ધ.

બૌદ્ધધર્મના સ્થાપનાર મહાત્મા ગૌતમબુદ્ધનો જન્મ આપણા ભારતવર્ષમાં પુણ્યક્ષેત્ર કાશીની ઉત્તરે આવેલા કપિલવસ્તુ નામના નગરમાં થયો હતો એ મહાત્માને થયે લગભગ ૨૫૦૦ વરસ થઈ ગયાં એમના માતાનુ નામ માયાદેવી અને પિતાનુ નામ શુદ્ધોદન હતુ તેઓ જાતે ક્ષત્રિય હતા બચપણથીજ એમને સસાર ઉપર વિરાગ થયો હતો એમના પિતાએ એમને સસારના મોહમા નાખ-વાને અનેક ઉપાયો કર્યા પણ તે બધા નિષ્ફળ ગયા એમના લગ્ન યશોધરા નામની એક સુશીલ અને રૂપવતી કન્યા સાથે કરવામા આવ્યા હતા રાજા શુદ્ધોદને એમને એક સુન્દર મહેલમા રાખ્યા હતા, જેની આસપાસ એક નદનવન જેવો બાગ હતો ગૌતમબુદ્ધને આ બધા વિલાસો ન રુચ્યા એક બે વખત કપિલવસ્તુના રસ્તાઓ ઉપર ફરતા તેમણે વૃદ્ધ માણસને, માદા માણસને તથા મરેલા માણસને જોયા આ જોઈ તેમને સસારની અસારતાનુ ભાન થયુ ઘણો વિચાર કર્યા પછી એક રાત્રે તેઓ પોતાની પત્ની યશોધરા તથા પુત્ર રાહુલને ઉઘતા મુકી મહેલમાથી ચાલી નીકળ્યા જગલમા જઈ તેમણે તીવ્ર તપસ્યા કરી છેવટે જ્ઞાન થયુ તેમને ભવરોગનુ ઓસડ જડયુ ત્યારપછી તેઓએ ઠેકાણે ઠેકાણે ફરી પોતાના ધર્મનો ઉપદેશ કરવા માંડયો બુદ્ધ ભગવાન પોતે ઘણા દયાળુ હતા, અને તેમના નવા ધર્મમા તેમણે દયાને પ્રધાનપદ આપ્યુ છે માણસને પોતાનુ વર્તન સુધારવુ એ ઘણુ જરૂરનુ છે એમ તેઓ વારવાર કહેતા તેમના ધર્મમા સદ્વર્તન ઉપર પણ તેમણે ઘણોજ ભાર મુકયો છે જે મનુષ્યો વાસનાને જીતે છે તેઓ નિર્વાણ પામે છે એમ એઓનુ કહેવુ હતુ એમના ધર્મમા અનેક સ્ત્રી પુરુષો જોડાયા એક વખત એવો હતો કે જ્યારે ભરતખડના ખુણેખુણામા બૌદ્ધધર્મનો પ્રચાર થઇ ગયો હતો એ મહાત્માનો ઉપદેશેલો ધર્મ હાલ પણ તિબેટ, લકા, ચીન, જાપાન વિગેરે દેશોમા પળાય છે.

હિંદુસ્થાનમાંથી આચાર્યવર શંકરે એ ધર્મને નાબુદ કરી નાખ્યો છે ઉપદેશ આપતા આપતા ઘણે વરસે પોતાના પિતાના આગ્રહથી મહાત્મા ગૌતમબુદ્ધ પોતાના નગરમા આવ્યા એમના સદુપદેશથી એમના પિતા, એમના પત્ની તથા એમના પુત્રે બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો નગરના બીજા અનેક સ્ત્રી પુરુષોએ પણ એ ધર્મ સ્વીકાર્યો ગૌતમબુદ્ધ એક અવતારી પુરુષ હતા એમનો ધર્મ આપણા વેદધર્મની એક શાખાજ છે પોતાના ધર્મનો પ્રચાર કરી પાકી વયે એ મહાત્માએ પોતાના પંચભૂતાત્મક શરીરનો ત્યાગ કર્યો એમનો ઉપદેશ જાણવા જેવો છે. બૌદ્ધધર્મના પુસ્તકો પાલી ભાષામા લખેલા છે

## પાઠ ૧૫ મો, શ્રીમચ્છંકરાચાર્ય.

સનાતન ધર્મના પ્રચારકો તરીકે આપણા ભારતવર્ષમા ચાર આચાર્યો મશહૂર છે એ ચાર આચાર્યોના નામ નીચે પ્રમાણે છે (૧) શ્રી શંકરાચાર્ય, (૨) શ્રી રામાનુજાચાર્ય, (૩) શ્રી મધ્વાચાર્ય, (૪) શ્રી વલ્લભાચાર્ય આ ચારે આચાર્યોમા શ્રીમચ્છંકરાચાર્ય સૌથી પહેલા થયા છે એમનો જન્મ દક્ષિણમા થયો હતો એમના સમયમા બૌદ્ધધર્મનુ જોર ઘણુજ હતુ પોતે નાનપણથીજ વિરાગી હતા પાચ વર્ષની ઉમરમાજ પોતે બધી વિદ્યામા પ્રવીણ થઈ ગયા હતા પાચ વર્ષની ઉમરમાજ પોતે સંસારનો ત્યાગ કરી સન્યાસ ધારણ કરવાની તૈયારી કરી હતી પોતાની માતાની આજ્ઞા માગી પોતે સન્યાસ ધારણ કર્યો, અને સનાતનધર્મની પુનસ્થાપના કરવાની દીક્ષા લીધી એ અદ્દભુત બાળકે થોડાજ સમયમા પોતાની અલૌકિક બુદ્ધિથી બૌદ્ધધર્મનો ઉચ્છેદ કરવા માડયો પોતે સનાતન ધર્મનો પ્રચાર કરવાને પોતાની શિષ્યમંડળી સાથે આખા ભારતવર્ષમા અનેક વખત ભ્રમણ કર્યું અનેક ધર્મોનુ ખંડન કર્યું અને વેદધર્મની સ્થાપના કરી મહાપંડિત મંડનમિશ્ર સાથે એમને ભારે વિવાદ થયો હતો. એ વિવાદમા તેમણે મંડનમિશ્રનો પરાજય કરી

તેને પોતાનો શિષ્ય બનાવ્યો હતો તેમણે કાશીમા જઈને પોતાના મતનો પ્રચાર કર્યો અનેક પડિતોની સાથે વિવાદ કરી તેમને હરાવ્યા. છેક કાશ્મીર સુધી જઈ તેમણે પોતાનો વિજયધ્વજ રોપ્યો, અને બૌદ્ધધર્મને નામશેષ કરી નાખ્યો આ અલૌકિક પુરુષે પોતાની બત્રીસ વરસની ઉમરમા તો એવુ અસાધારણ પરાક્રમ કર્યું કે બૌદ્ધધર્મીઓનુ નામનિશાન ન રહ્યુ એમણે ભગવાન વેદવ્યાસના બ્રહ્મસૂત્રો ઉપર એક વિદ્વત્તાપૂર્ણ ભાષ્ય લખ્યુ છે એમનો મત કેવલાદ્વૈત નામે પ્રસિદ્ધ છે શકરદિગ્વિજય નામના ગ્રથમા એ મહાપુરુષનુ ચરિત્ર વિસ્તારપૂર્વક વર્ણવવામા આવ્યુ છે એમણે પોતાના મતના પ્રચાર માટે હિદુસ્થાનના ચાર ખુણામા ચાર મઠ સ્થાપી ત્યા પોતાના ચાર મુખ્ય શિષ્યોને ગાદી ઉપર બેસાડયા હતા શ્રીમચ્છકરાચાર્ય એ હિન્દુધર્મના મત પ્રમાણે શિવજીનો અવતાર હતા ધર્મસ્થાપન માટે શિવજીએ શકરાચાર્યના રૂપમા અવતાર લીધો હતો પોતાનુ કાર્ય પુરૂ કરી એમણે બત્રીસ વરસની ઉમરે પોતાની લીલા સકેલી લીધી શ્રી શકરાચાર્યના લખેલા પુસ્તકો જોઈ આપણને સાનદાશ્ચર્ય થયા વિના રહેતુ નથી એમણે એમનુ આખુય જીવન ધર્મસ્થાપના માટે અર્પણ કર્યું હતુ ધન્ય છે એવા મહાપુરુષને હે પ્રભુ ! તુ અમારા દેશમા એવા અનેક નરવીરો હમેશા પેદા કરજે

## પાઠ ૧૬ મો ઇતિહાસ.

ઇતિહાસ એટલે ભૂતકાળમા બનેલી વાતો ઇતિહાસમા સાધુ પુરુષોની, વીરપુરુષોની, વિદ્વાનોની અને રાજાઓની વાતો હોય છે ઇતિહાસ ભણવાથી આપણે ડાહ્યા થઈએ છીએ સારાનુ ફળ સારૂ અને નઠારાનુ ફળ નઠારૂ એવુ ઇતિહાસ આપણને શિખવે છે ઇતિહાસ ઉપરથી આપણુણે નીચેની શિખામણો લઈ શકીએ છીએ (૧) આખરે સત્યનો જય થાય છે (૨) કુસપથી માણુસો દુખી

થાય છે. (૩) ખાડો ખોદે છે તેજ પડે છે. (૪) કરે તેવુ ભોગવે અને વાવે તેવુ લણે (૫) લોભ બધા પાપનુ મૂળ છે (૬) ઇન્દ્રિયો જીતી તેણે જગત જીત્યુ (૭) જર જમીન ને જોરૂ એ ત્રણ કજીયાના ભેરૂ (૮) સપ સાચુ બળ છે (૯) જેને રામ રાખે તેને કોઈ ન ચાખે (૧૦) ઈશ્વરની ઇચ્છા વગર એક પાંદડુ પણ હાલતુ નથી આવી આવી અનેક શિખામણો આપણે ઇતિહાસમાથી લઈ શકીએ છીએ આપણા ભરતખડનોજ દાખલો લઈએ જુના વખતમા આપણા દેશમા ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા જ્યા સુધી તેઓમા સપ રહ્યો ત્યા સુધી તેઓનુ રાજ્ય ટકયુ પરતુ જ્યારે તે ક્ષત્રિય રાજાઓએ માહોમાહે કુસપ કર્યો અને પોતે વિલાસમા પડી ગયા, ત્યારે મુસલમાનોએ આપણા દેશ ઉપર ચઢાઈ કરી, અને ક્ષત્રિય રાજાઓને હરાવી તેમનુ રાજ્ય છિનવી લીધુ એજ પ્રમાણે મોગલ બાદશાહ ઔરગજેબના દુર્વતનથી મોગલ સલ્તનત પડી ભાગી મહારાજા શિવાજીએ પોતાના બાહુબળથી મરાઠા રાજ્ય સ્થાપ્યુ જ્યારે મરાઠાઓ પણ વિલાસી અને કુસપી થઇ ગયા ત્યારે તેમનો પણ નાશ થયો છેવટે આપણા પોતાના દુરાચરણ અને પાપોને લઈને આપણે એક દરિયાપારની સત્તાને આધીન થવુ પડયુ આ પ્રમાણે ઇતિહાસ આપણને શિખવે છે કે મનુષ્ય પોતાના દુરાચરણોથી દુખ પામે છે, અને સદાચરણોથી સુખ પામે છે ઇતિહાસમાથી બીજી શિખામણ આપણે એ લેવાની છે કે જગત્ અનિત્ય છે જગતની સમૃદ્ધિ અચિરસ્થાયી છે, માટે જગતની દોલત માટે પાપ ન કરવા આપણે ઇતિહાસમા એવા અનેક દાખલા જોઇએ છીએ કે માણસોએ પોતાના સ્વાર્થને માટે અનેક પાપો કર્યા છે છેવટે એજ માણસો પોતાના પાપને માટે દુખ પામ્યા છે અને પસ્તાયા છે રામાયણ અને મહાભારત, એ આપણા પ્રાચીન ભારતવર્ષના ઇતિહાસના બે અમૂલ્ય પુસ્તકો છે. એ પુસ્તકોમાથી આપણને ઘણો બોધ મળે છે જ્યા ધર્મ છે ત્યાજ જય છે એવુ મહાભારત આપણને શિખવે છે રામાયણમાથી આપણે શ્રી રામ, ભરત, સીતા, હનુમાન વિગેરેના સારા ગુણો શીખી શકીએ છીએ.

આ પ્રમાણે આપણે આપણા ઇતિહાસમાથી ઘણું જ્ઞાન મેળવી શકીએ તેમ છે ઇતિહાસ વાચવાથી આપણે ધર્મપ્રેમ અને દેશપ્રેમ પણ શિખી શકીએ છીએ ઇતિહાસનો અભ્યાસ બહુ ઉપયોગી છે માટે આપણે ધ્યાનપૂર્વક ઇતિહાસ વાચવો જોઈએ. હે પ્રભુ ! તુ અમને ઇતિહાસમાથી ડહાપણ શિખવ

# પાઠ ૧૭ મો ગ્રહમંડળ.

તમે સાત વારના નામ તો જાણતા હશો. આપણા સાત વાર નીચે પ્રમાણે છે રવિવાર, સોમવાર, મગળવાર, બુધવાર, ગુરુવાર, શુક્રવાર અને શનિવાર આ સાત વારના નામ શા ઉપરથી પાડવામા આવ્યા છે, તે તમને આ પાઠમાથી જણાશે. આકાશમા નજર કરતા આપણને અસખ્ય તારાઓ જણાય છે તેમાથી કેટલાક ગ્રહો છે, કેટલાક નક્ષત્રો છે, અને કેટલાક તારાઓ છે. ગ્રહોમાથી આપણી પૃથ્વી ઉપર અસર કરનારા ગ્રહો નીચે પ્રમાણે છે. સૂર્ય ચદ્રને તો તમે ઓળખો છો. એ બે આપણા ગ્રહો છે. એ સિવાય મગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ નામના ગ્રહો પણ આકાશમા છે એ ગ્રહોની અસર આપણી પૃથ્વી ઉપર ઘણીજ થાય છે એ ગ્રહોના નામ ઉપરથીજ આપણા સાત વારના નામ પડયા છે આકાશમા આવેલા નક્ષત્રોના નામ ઉપરથી આપણા, કાર્તિક, માગશર વિગેરે મહિનાના નામો પડયા છે. સૂર્ય, ચન્દ્ર, વિગેરે ગ્રહોનુ આપણુ ગ્રહમડળ છે જેમ આપણી પૃથ્વી આકાશમા સૂર્યની ચારે બાજુ ફરે છે, તેમ મગળ, બુધ, વિગેરે ગ્રહો પણ સૂર્યની આસપાસ ફરે છે આપણો મહિનો, આપણુ વરસ, એ બધાની ગણતરી ગ્રહોને આધારેજ કરવામા આવી છે જ્યારે આપણી પૃથ્વી સૂર્યની આસપાસ એક આટો મારી રહે છે, ત્યારે આપણુ એક વરસ થાય છે જ્યારે ચદ્ર આપણી પૃથ્વીની એક પ્રદક્ષિણા પૂરી કરે છે, ત્યારે આપણો મહિનો થાય છે ચદ્રની

અસરથી દરિયામાં અને નદીઓમાં ભરતી આવે છે સૂર્યને લીધે પૃથ્વી ઉપર બધી જાતનુ અનાજ, તથા ફળફુલ પાકે છે ગ્રહોની અસર અમુક વખતે પૃથ્વી ઉપર કેવી થાય છે, તથા અમુક વખતે જન્મેલા માણસની ઉપર ગ્રહો કેવી અસર કરે છે, તે આપણા પ્રાચીન મહર્ષિઓએ શોધી કાઢયુ છે ગ્રહોના સબધમાં, માહિતી આપનારૂ એક મોટુ શાસ્ત્ર આપણા જુના વિદ્વાનોએ લખ્યુ છે. એ શાસ્ત્રનુ નામ જ્યોતિ શાસ્ત્ર છે જ્યોતિ શાસ્ત્ર ઘણુ ગહન છે એને સમજવુ સહેલુ નથી. સમજ્યા પછી ઈશ્વરની અલૌકિક શક્તિનો ઘણો સારો ખ્યાલ આવે છે આપણા સસ્કૃત સાહિત્યમાં જ્યોતિ શાસ્ત્ર ઉપર અનેક ગ્રથો લખેલા જોવામાં આવે છે. આપણા પૂર્વજો ઘણા બુદ્ધિમાન હતા તેમણે આકાશી પદાર્થો ઉપર ઘણુ ઉડુ ચિન્તન કર્યું હતુ સૂર્ય ચદ્રના ગ્રહણો કેવી રીતે થાય છે, ગ્રહોની ગતિ કેટલી છે, વિગેરે બાબતની માહિતી આપનારા ગણિતના પુસ્તકો પણ આપણા જુના વિદ્વાનોએ લખ્યા છે આર્યભટ્ટ, વરાહમિહિર, ભાસ્કરાચાર્ય વિગેરે આર્યપડિતોએ આકાશ, ગ્રહમડળ, અને નક્ષત્રોના સબધમા ઘણા સારા પુસ્તકો લખેલા છે આપણે એ પુસ્તકો ભણવા જોઈએ ખરેખર, ઈશ્વરના ચમત્કારોનો પાર નથી સાથે સાથે એ પણ કહેવુ જોઈએ કે આપણા ભરતખડના પ્રાચીન વિદ્વાનોની બુદ્ધિનો પણ પાર નથી હે પરમાત્મા ! તુ અમારા ઉપર કૃપા કરી, અમારા દેશમાં સમર્થ વિદ્વાનો પેદા કર

## પાઠ ૧૮ મો પાંચ યમ.

આપણા ભરતખડમા જુના વખતમા પતજલિ કરીને એક મોટા ઋષિ થઈ ગયા તેમણે યોગશાસ્ત્ર નામનુ એક પુસ્તક લખ્યુ છે યોગશાસ્ત્ર એટલે ઈશ્વરની સાથે આપણો યોગ કેવી રીતે થાય તે બતાવનારૂ શાસ્ત્ર. એ શાસ્ત્રોમા ઈશ્વરને ઓળખવાને માટે ઘણા

નિયમો બતાવ્યા છે. તેમાં પાચ યમ મુખ્ય છે. તે પાંચ યમ નીચે પ્રમાણે છે. (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય, (૫) અપરિગ્રહ જે મનુષ્ય પોતાની ઉન્નતિ કરવા ચાહે તેણે આ પાચ યમ જરૂર પાળવા જોઈએ એ પાચ યમ અથવા કાયદાના અર્થો નીચે પ્રમાણે છે (૧) અહિંસા એટલે મન, વાણી અને કર્મથી કોઈ પણ પ્રાણીને ઈજા ન કરવી તે જે માણુસ મનમા કોઈનુ બુરૂ ઈચ્છતો નથી, વાણીથી કોઈનુ બુરૂ બોલતો નથી, અને કાયાથી કોઈનુ બુરૂ કરતો નથી, તે માણુસ અહિંસાનો બરાબર અમલ કરે છે એવો માણુસ દેવ જેવો બની જાય છે સત્ય એટલે આપણે જેવુ જાણુતા હોઈએ, અગર આપણે જેવુ માનતા હોઈએ તેવુ જ કહેવુ અગર કરવુ સત્યનો મહિમા મોટો છે સાચુ બોલનાર અને સાચુ કરનાર માણુસને આખુ જગત માન આપે છે, મૃત્યુ પછી પણ તે માણુસને ઘણુ સુખ મળે છે અસ્તેય, એટલે મન, વાણી અને કર્મથી ચોરી ન કરવી તે જે માણુસ કોઈ દિવસ ચોરી કરતો નથી, અગર ચોરી કરાવતો નથી, તે માણુસના ઉપર પ્રભુ રાજી રહે છે બ્રહ્મચર્ય એટલે મન, વાણી અને કર્મથી પોતાની ગુહ્યેન્દ્રિય ઉપર કાબુ રાખી પોતાની શક્તિનો સચય કરી રાખવો. બ્રહ્મચારી સ્ત્રીનો વિચાર કરે નહીં, બ્રહ્મચારી ખોટા શબ્દો બોલે નહીં, તેમ બ્રહ્મચારી સ્ત્રીઓની સાથે ઝાઝી વાતચીત પણ ન કરે બ્રહ્મચારી પોતાની ઇન્દ્રિયોને કાબુમા રાખી, સારી રીતે વ્યાયામ કરી, પોતાની શક્તિને વધારે અને તે શક્તિનો ઉપયોગ લોકસેવા કરવામા કરે. બ્રહ્મચર્ય પાળવાથી અલૌકિક શક્તિઓ મળે છે. બ્રહ્મચર્ય પાળવાથી મૃત્યુને પણ જીતી શકાય છે આપણા મહાભારતમાં પિતામહ ભીષ્મનુ દૃષ્ટાંત છે એમણે અખડ બ્રહ્મચર્ય પાળી, અદ્દભુત સામર્થ્ય મેળવ્યુ હતુ, અને મૃત્યુ ઉપર પણ વિજય મેળવ્યો હતો પાચમો યમ અપરિગ્રહ છે અપરિગ્રહ એટલે પોતાને તુરતજ જોઈએ એટલી વસ્તુઓનો સગ્રહ અપરિગ્રહવ્રતનો પાળનાર પોતાની પાસે બાર માસ ચાલે એટલાં કપડા કે ખોરાક ન રાખી શકે અપરિગ્રહ એટલે જેમ બને તેમ ઓછામા ઓછી વસ્તુઓથી ચલાવી લેવુ. આ પ્રમાણે

મહર્ષિ પતજલિએ પોતાના યોગશાસ્ત્રમાં પાચ યમોનુ વર્ણન કર્યુ છે આ પાચ યમો એ યોગશાસ્ત્રની નિસરણીનુ પહેલુ પગથીયુ છે જે માણુસ ઈશ્વરી જીવન ગાળવા ઈચ્છે છે, જે માણુસને પોતાનુ સાચુ સ્વરૂપ જાણુવાની હોસ છે, તે માણુસે આ પાચે યમ પાળવાજ જોઈએ જે માણુસ, પોતાના ધર્મની કે દેશની સેવા કરવા ઈચ્છે છે, તેણે આ પાચે યમોનુ નિરતર સેવન કરવુજ જોઇએ આ પાચે યમો પાળવાથી માણુસનામા અલૌકિક શક્તિઓનો પ્રાદુર્ભાવ થાય છે જગતમા તેનો કોઈ દુશ્મન રહેતો નથી બધા લોકો તેનુ કહ્યુ માને છે તેનામા લોકોત્તર તેજની વૃદ્ધિ થાય છે તે લોકકલ્યાણ અને આત્મકલ્યાણ બન્ને કરી શકે છે પ્રાચીન ભારતમા લોકો સયમી જીવન ગાળતા તેમનામા શરીરની અને મનની શક્તિઓ સારી રીતે ખીલેલી હતી આજ પણ જે મનુષ્ય આ નિયમો પાળશે તેને આ લોકમા અને પરલોકમા સુખની પ્રાપ્તિ થશે આપણે બધાએ પ્રયત્ન કરી આ નિયમો પાળવા જોઈએ એમ કરવાથી આપણી, આપણા દેશની, અને આપણા ધર્મની ઉન્નતિ થાય. હે પ્રભુ ! તુ અમને આ પાચ યમ પાળવાનુ બળ આપ

## પાઠ ૧૯ મો ગૌરક્ષા.

ગાયને તો આપણે બધા ઓળખીએ છીએ એ પ્રાણી ઘણુજ ગરીબ અને માયાળુ છે એ આપણુને દુધ, ઘી અને માખણુ આપે છે એના વાછરડા પણુ આપણા કામમા આવે છે નર ખેતી કરવાના કામમા આવે છે અને માદા મોટી થાય છે એટલે પાછી ગાય થાય છે હિન્દુસ્થાન કૃષિપ્રધાન દેશ છે ખેતી કરવાને માટે બળદની ઘણી જરૂર પડે છે ગાય આપણુને બળદ પુરા પાડે છે ગાયનો આપણા ઉપર મોટો ઉપકાર છે આપણા હિન્દુશાસ્ત્રોમાં ગાયને પૂજ્ય ગણી છે. આપણે ગાયની પૂજા કરીએ છીએ. આપણે

ત્યાં ગાયો ઘણી થાય છે. જૂના જમાનામાં ભરતખડમા કરોડો ગાયો હતી, હાલ ગાયો ઓછી થઈ ગઈ છે. આપણા મુસલમાન ભાઈઓ, અને આપણા રાજ્યકર્તાઓ પોતાના અજ્ઞાનને લીધે તથા પોતાની સ્વાદેન્દ્રિયને તૃપ્ત કરવાને હજારો ગાયોની કતલ કરે છે આમ હોવાથી ગાયોની સખ્યા દિનપરદિન ઓછી થતી જાય છે ગાયનુ રક્ષણ કરવુ એ દરેક હિન્દુની ફરજ છે આપણે આપણા મુસલમાન ભાઈઓને ગાયોની કતલ ન કરવાને સમજાવવા જોઈએ આપણા રાજ્યકર્તાઓને પણ સમજાવવાને ઉપાયો કરવા જોઈએ ઈશ્વરે પેદા કરેલા કોઈ પણ પ્રાણીને ઇજા કરવી એ મહા પાપ છે કોઈ પણ સાચા ધર્મમા પાપ કરવાનો હુકમ હોય નહીં જેમ આપણને પીડા થાય છે, તેમ પ્રાણીઓને પણ થાય છે માટે આપણા મોજ શોખની ખાતર પ્રાણીઓને મારવા એના જેવુ ઘોર પાપ બીજુ એકે નથી જ્યારે ભારતવર્ષમા ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા ત્યારે તેઓ ગાયોનુ રક્ષણ કરવાને હમેશા તૈયાર રહેતા આપણા મહારાજા શ્રી કૃષ્ણ પોતે ગાયો ચરાવતા પાડવોએ પણ ગાયો ચરાવવાનુ કામ કર્યું હતુ જુના વખતમા દરેક હિન્દુ પોતાને આગણે એક ગાય રાખતો, અને તેનુ રક્ષણ કરતો ગાયનુ રક્ષણ કરવાથી સુખ સપત્તિનો વધારો થાય છે આપણા આર્ય પૂર્વજો અનેક ગાયો રાખતા, અને તેમનુ રક્ષણ કરતા ગાય અને બ્રાહ્મણનુ રક્ષણ કરવુ એ રાજાનો પરમ ધર્મ ગણાતો હાલ પણ મકરસક્રાન્તિને દિવસે આપણે ગાયોની પૂજા કરી તેમને મિષ્ટાન્ન ખવરાવીએ છીએ ગાયને માટે પહેલાના લોકો પ્રાણ આપવા પણ તૈયાર હતા મહારાણા પ્રતાપ, અને મહારાષ્ટ્રકેસરી શિવાજીનુ નામ તો તમે સાભળ્યુ હશે એ ક્ષત્રિય વીરો ગાય અને બ્રાહ્મણનુ રક્ષણ કરવાને હમેશા તૈયાર રહેતા પ્રાચીન સૂર્યવશી રાજાઓ પણ ગાયનુ રક્ષણ કરવાને પોતાનુ સર્વસ્વ હોમી દેતા આપણા પવિત્ર ભારત વર્ષમા હાલ દરરોજ અનેક ગાયોની કતલ થાય છે આપણી એ પવિત્ર ફરજ છે કે એ દુખી પ્રાણીનુ દુખ મટાડવાને આપણે તનતોડ મહેનત કરવી જોઈએ, સારામા સારો ઉપાય એ છે

કે દરેક હિન્દુએ પોતાની શક્તિ પ્રમાણે પોતાને આંગણે એક અથવા બે ગાયો પાળવી, અને તેનુ બરાબર રક્ષણ કરવુ આમ કરવાથી આપણે પોતે પણ સુખી થઈશુ, અને ગાયો પણ સુખી થશે. ગાયોની કતલ થવાથી આપણુને ગાયોનો શાપ લાગે છે એ શાપને લીધે આપણે અનેક સકટો વેઠવા પડે છે. જો આપણે સુખી થવા ઇચ્છતા હોઈએ તો આપણે ગમે તે રીતે પણ ગાયોનુ રક્ષણ કરવુજ જોઇએ ગાયોનુ રક્ષણ કરવાથી આપણી ખેતી પણ સુધરશે, ખેતી સુધરવાથી ઘણુ અનાજ પાકશે અને તેથી ( પહેલા-ની પેઠે ) આપણુને અનાજની તાણુ નહીં પડે જો આપણે ગાયો પાળીશુ તો આપણુને દુધ ઘી પણ જોઈએ તેટલા મળશે આપણી જીદગી સુખી થશે આપણે બળવાન થઈશુ બળવાન પ્રજા પોતાના દેશનુ અને ધર્મનુ રક્ષણ કરી શકે છે, એટલે જો આપણે ગાયનુ રક્ષણ કરીએ તો છેવટે આપણે આપણા બળથી એક સ્વતત્ર અને નિર્ભય પ્રજા થઈ શકીએ ગાયનુ રક્ષણ કરવાથી આપણા શાસ્ત્રમા લખ્યા પ્રમાણે આપણુને પુણ્ય મળે છે, એટલે ગૌરક્ષાથી આપણુને પરલોકમા પણ સુખની પ્રાપ્તિ થાય છે. ટુકામા ગાયનુ રક્ષણ કર્યાથી આપણે આલોક અને પરલોક બન્નેમા સુખી થઈએ છીએ. માટે આપણી, તથા આપણા ધર્મની ઉન્નતિ માટે, આપણે ગૌરક્ષા-ને માટે પ્રયત્ન કરવો જોઇએ હે પરમાત્મા ! તુ અમને ગાયોનુ રક્ષણ કરવાને બળ અને બુદ્ધિ આપ.

## પાઠ ૨૦ મો વીર અભિમન્યુ.

મહાભારતમા કથા છે કે રાજ્યલોભને લીધે કૌરવો અને પાંડવો વચ્ચે યુદ્ધ થયુ દુર્યોધને પોતાની લોભવૃત્તિને વશ થઈ પાંડવોને રાજ્યનો ભાગ આપવાને ચોકખી ના પાડી છેવટે બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયુ. પાંડવો જીત્યા, અને તેઓ રાજ્યના અધિકારી થયા.

કૌરવો અને પાંડવોના એ યુદ્ધમા અર્જુનના પુત્ર અભિમન્યુએ અલૌકિક પરાક્રમ કર્યું હતુ તેનુ વર્ણન નીચે પ્રમાણે છે એક વખત યુદ્ધમાથી શ્રી કૃષ્ણ અને અર્જુન દૂર ગયા હતા. પાડવોને હરાવવાનો ઠીક લાગ આવ્યો છે એમ જાણી દુર્યોધને દ્રોણાચાર્ય પાસે ચક્રવ્યૂહ રચાવી પાડવોને લડવાનુ કહેણ મોકલ્યુ ચક્રવ્યૂહ યુદ્ધ શ્રી કૃષ્ણ અને અર્જુન બેજ જાણતા હતા તે બે જણ દૂર હતા તેથીજ દુર્યોધને લાગ સાધી પાડવોને હરાવવાનો વિચાર કર્યો કૌરવોનુ કહેણ સાભળી રાજા યુધિષ્ઠિરે સભા ભરી કોઈએ પણ ચક્રવ્યૂહ યુદ્ધ કરવાનુ બીડુ ન ઝડપ્યુ બધી સભા નિરાશ થઈ ગઈ એવામા અર્જુનપુત્ર અભિમન્યુ ત્યા આવી ચઢયો યુધિષ્ઠિરે તેને કૌરવોના કહેણના સમાચાર કહ્યા શ્રી કૃષ્ણ અને અર્જુન સિવાય બીજા કોઈને ચક્રવ્યૂહ યુદ્ધ આવડતુ નથી તે પણ જણાવ્યુ આખરે કહ્યુ કે સભામાથી ચક્રવ્યૂહ યુદ્ધને માટે કોઈ તૈયાર નથી, તેથી નાછુટકે કહેણ પાછુ વાળવુ પડશે આ સાભળી આ વીર બાળકની રગેરગમા ક્ષાત્રતેજ ઉછળી આવ્યુ તેણે ધર્મરાજાને આ પ્રમાણે કહ્યુ –

( ઈન્દ્રવિજય )

ભૂખદુ ખે નિજ પ્રાણ જતા પણ સિંહ શુ ઘાસ કદીય ચરે છે ?<br>
માનસ હંસ જે મોતી ચરે, કદી માછલી ઉપર દૃષ્ટિ કરે છે ?<br>
પ્રાણ જતા પણ નારી પતિવ્રતા, શીલ તણો કદી ભગ કરે છે ?<br>
વિશ્વનો નાશ થતાં પણ શુ કદી સત અસત પથે વિચરે છે ?<br>
વાદળનો ઘનઘોર થતા શુ એ સૂર્ય કદી મન ભીતિ ધરે છે ?<br>
જમ્બુકના સુણી નાદ કદી વનરાજ તે ફરતા શુ ડરે છે ?<br>
રણ ચઢયો રજપૂત પછી શુ એ શત્રુની સેનાને પુઠ ધરે છે ?<br>
વિશ્વનો નાશ થતા પણ શુ કદી સત અસત પથે વિચરે છે ?

આપણે ક્ષત્રિયો છીએ, આપણાથી લડાઈનુ કહેણ પાછુ વળાયજ નહિ સિંહ કદી ઘાસ ન ખાય બાળક અભિમન્યુના આવા ઉત્સાહભર્યાં વચન સાભળી યુધિષ્ઠિરે તેની સરદારી નીચે કૌરવો સાથે લડવાને સૈન્ય મોકલ્યુ એ વીર બાળકે દ્રોણાચાર્યે રચેલા

ચક્રવ્યૂહનુ ભેદન કર્યું છ કોઠાને ભેદીને જ્યારે તેણે સાતમા કોઠામાં પ્રવેશ કર્યો ત્યારે એ થાકી ગયો તેના સાથીઓ તેનાથી વિખુટા પડી ગયા તેને એકલે હાથે અનેક યોદ્ધાઓ સાથે યુદ્ધ કરવુ પડયુ છેવટે કૌરવપક્ષના અનેક યોદ્ધાઓએ ભેગા થઈ તેને મારી નાખવાનો નિશ્ચય કર્યો પણ એ વીર બાળકે બધાને તોબાહુ પોકરાવી એ થાકેલા અને નિ શસ્ત્ર યોદ્ધાના કૌરવોએ અન્યાયથી પ્રાણુ લીધા જયદ્રથે તેનુ માથુ કાપી નાખ્યુ બીજે દિવસે અભિમન્યુના પિતા અર્જુને જયદ્રથને મારી પુત્રનુ વેર વાળ્યુ એ વીર બાળક એક વીર ક્ષત્રિયને છાજે એવી રીતે અનેક યોદ્ધાઓનો સહાર કરી રણુભૂમિ ઉપર પડયો આજે પણ એની કીર્તિ અમર છે આ સસારમા અનેક જણુ જન્મે છે અને મરે છે, પરતુ વીર પુરુષો પોતાની પાછળ અમર નામ મુકતા જાય છે જયદ્રથવધના લખનાર હિન્દી કવિરત્ન મૈથિલીશરણુગુપ લખે છે—

"અભિમન્યુદેહ બળી ગયો તત્કાલ જ્વાલા જાળથી,
પણુ કીર્તિ નષ્ટ ન થઈ શકી એ વીરવરની કાળથી,
સારૂ બુરૂ બસ નામ એક રહે છે સદા આ લોકમા,
તે ધન્ય જેને કારણે રહે લીન સજ્જન શોકમા "

હે પરમાત્મા ! તુ અમારા દેશમા અભિમન્યુ જેવા વીરનરો પેદા કર !

# પાઠ ૨૧ મો રાજધર્મ

દરેક સમાજમા વ્યવસ્થા રાખવાને, તથા સમાજને સુખી કરવાને માટે પ્રાચીન સમયથી રાજસત્તાનો સ્વીકાર કરવામા આવ્યો છે જુના જમાનામા જ્યારે મનુષ્યો એક બીજાથી અલગ રહેતા, જ્યારે ગામ કે નગરોની સ્થાપના નહોતી થઈ ત્યારે સમાજ ઉપર કોઈ ખાસ સત્તાનુ બળ નહોતુ ધીમે ધીમે મનુષ્યો એકબીજાની સાથે રહેવા લાગ્યા, એટલે તેમણે રાજસત્તાનો સ્વીકાર

કર્યો રાજ્યની ઉત્પત્તિ શી રીતે થઈ તે સબધમાં અનેક કલ્પના-
ઓ કરવામા આવી છે આપણે અહીં એ વિષયમા ઉડા ઉતરવાના
નથી આપણે તો ફકત આ પાઠમા રાજાના ધર્મો વિષેજ ચર્ચા
કરીશુ પ્રજાનુ રજન કરે, અને પ્રજાને સુખી રાખે તેજ રાજા
કહેવાય પ્રજાને દુ ખ આપનાર રાજા મહા પાપી છે એવા રાજા
ઉપર પ્રજા કોપે છે પ્રભુ પણ એવા રાજા ઉપર કોપ કરે છે.
ચોર, લુટારા, વિગેરેના ભયથી રાજાએ પ્રજાનુ રક્ષણ કરવુ જોઈએ
દુષ્કાળ કે એવા કોઈ સકટના સમયમા રાજાએ પ્રજાને મદદ
કરવી જોઈએ રાજાએ ખેડુતોને ખેતી કરવાના સાધનોમા પણ
મદદ કરવી જોઈએ રાજાએ ગાયો અને બ્રાહ્મણોનુ રક્ષણ કરવુ
જોઈએ રાજાએ પોતાના દેશનો વહેપાર ઉદ્યોગ ખીલવવાનો પ્રયત્ન
કરવો જોઈએ રાજાએ પોતાની પ્રજાને પોતાના પુત્રની પેઠે પાળવી
જોઈએ એવા સારા રાજા તરફ પ્રજાએ પણ સપૂર્ણ પ્રેમ અને
ભકિતથી વર્તવુ જોઈએ રાજા અધર્મ કરે તો પ્રજાએ તેને તેનો
ધર્મ શિખવવો જોઈએ આપણા પ્રાચીન મહર્ષિ ભગવાન મનુજી-
એ પોતાના મનુસ્મૃતિ નામના ધર્મશાસ્ત્રમા રાજાના ધર્મો બહુ
સારી રીતે વર્ણવ્યા છે એ ધર્મો પ્રમાણે આચરણ કરનાર રાજા
પોતે સુખી થાય છે અને પોતાની પ્રજાને પણ સુખી કરે છે.
ભાગવતમા કથા છે કે એક વેન નામનો દુષ્ટ રાજા હતો, તેને
તેની પ્રજાએ પદભ્રષ્ટ કરી શિક્ષા કરી હતી રાજાએ પોતાની
સભામા વિદ્વાન અને સયમી બ્રાહ્મણોને બેસાડવા જોઈએ રાજ્ય-
ના કાર્યમા તેમની સલાહ લેવી જોઈએ. રાજા જો પ્રજાનો સ્વાર્થ
ભૂલી જઈ પોતાનોજ સ્વાર્થ સાધવા તત્પર થઈ જાય તો તેનુ
અને પ્રજાનુ બન્નેનુ અહિત થાય છે લક્ષ્મી અને સત્તાનો મદ
ઘણો બુરો છે રાજાઓ એ મદને વશ થઈ ઘણા વ્યસનોમા ફસી
જાય છે એ વ્યસનોમાથી મનુ ભગવાન થોડાકને નીચે પ્રમાણે
વર્ણવે છે. મૃગયા, ધૂત, દિવસે ઉઘવુ, પારકાના દોષો જોવા,
સ્ત્રીઓની સાથે વિલાસ કર્યા કરવા, મદ્યપાન કરવુ, નાચ કરાવવો,
નકામી મુસાફરી કર્યા કરવી વિગેરે. આ દોષોમા જે રાજા ફસી

જાય છે, તેનું છેવટે અકલ્યાણુજ થાય છે આ વ્યસનોમાંથી બચવાને રાજાએ હરહંમેશ પ્રયત્ન કરવો જોઈએ. રાજાએ પોતાનો ખજાનો સાચવી રાખવો જોઈએ પોતાનુ લશ્કર સારી સ્થિતિમાં રાખવુ જોઇએ પોતાનો અમાત્યવર્ગ વિશ્વાસુ રાખવો જોઈએ ગુપ્તચર રાખી પોતાની પ્રજાની તથા પોતાના શત્રુઓની બાતમી મેળવવી જોઈએ. રાજકાજમા પોતે જાતે ભાગ ભજવવો જોઈએ રાજાએ હુમેશા યાદ રાખવુ જોઇએ કે પોતે જે રાજ્ય ભોગવે છે, તે ખરી રીતે તો પ્રજાનુજ છે પ્રજા કર આપે છે તેના ઉપરજ રાજ્ય ચાલે છે તેણે પ્રજાના પૈસાનો દુરુપયોગ ન કરવો જોઈએ રાજા રાજ્યનો માલિક નથી તે તો ફક્ત રાજ્યનો અને સમાજનો રક્ષકજ છે જે રાજા હુમેશા પ્રજાના હિતમા તૈયાર રહે તેનુ પ્રજાએ દેવની પેઠે સન્માન કરવુ જોઈએ જ્યા રાજા પ્રજા ઉભયના અતકરણુ એક હશે ત્યા હુમેશાં પ્રભુની મહેર રહેશે, પણુ જ્યા પ્રજા રાજાથી વિરુદ્ધ હશે ત્યા વહેલો મોડો રાજ્યનો નાશ થશે કવિ કહે છે કે —

> " રાજા પ્રજાના ઉરમેળ જ્યા હશે,
> સવાદી વીણા ગીત ગેબી ગુજશે,
> જ્યા એક કચ્યે અનુકપના થશે,
> ત્યા રાજ્ય વીણા બસુરીજ બોલશે "

પ્રજાનુ પાલન એ રાજાનો પરમ ધર્મ છે સારા રાજાનુ સન્માન કરવુ એ પ્રજાનો પરમધર્મ છે હે પરમાત્મા ! તુ અમને હુમેશા સુરાજ્ય આપજે !

# પાઠ ૨૨ મો ગુજરાતી ભાષાના લેખકો.

આ પુસ્તકના દશમા પાઠમા આપણે પૃથ્વી ઉપર બોલાતી જુદી જુદી ભાષાઓ વિષે કાઈક શિખી ગયા છીએ આ પાઠમા આપણે આપણી પોતાની ગુજરાતી ભાષા અને તેના સાહિત્ય વિષે ટુકામા કાંઈક કહીશુ ગુજરાતી ભાષામા ઘણા કવિઓ અને લેખકો થઈ ગયા છે આપણી ભાષાના આદિ કવિ નરસિહ મહેતા ગણાય છે એઓ જુનાગઢના નાગર હતા એમણે હરિભક્તિના ભજનો ઘણા લખ્યા છે મીરાબાઈ નામના એક સ્ત્રીભક્તે પણ ગુજરાતી ભાષામા ઘણા પદો લખ્યા છે મહાકવિ પ્રેમાનદ આપણી ગુજરાતી ભાષાના સર્વશ્રેષ્ઠ કવિ છે એમણે નળાખ્યાન, સુદામાચરિત્ર વિગેરે અનેક કાવ્યો લખ્યા છે. પ્રેમાનદ વડોદરાના બ્રાહ્મણ હતા શામળભટ્ટ નામના એક કવિ પણ આપણા ગુજરાતમા થઈ ગયા છે, એમણે ગુજરાતી ભાષામા ઘણા કાવ્યો લખ્યા છે. અખા ભગત નામના અમદાવાદના સોનીએ ગુજરાતી ભાષામા આત્મજ્ઞાનના ઘણા ભજન લખ્યા છે એ સિવાય, ભોજો ભગત, ધીરો ભગત વિગેરે બીજા ઘણા લેખકોએ ગુજરાતી ભાષામા પુસ્તકો લખ્યા છે દયારામ નામના એક ઘણા સારા કવિ થઈ ગયા છે એઓ, જાતે નાગર હતા અને ડભોઈમા રહેતા પોતે વૈષ્ણવ હતા, તેથી તેમણે વિષ્ણુભક્તિના ઘણા કાવ્યો લખ્યા છે દયારામની ગરબીઓ ગુજરાતમા પ્રખ્યાત છે ત્યાર પછી નર્મદાશકર અને દલપતરામ નામના બે કવિઓ આપણા ગુજરાતમા થોડાજ વખત ઉપર થઈ ગયા છે. નર્મદાશકર સુરતના વતની હતા, દલપતરામ મૂળ તો કાઠિયાવાડના, પરતુ તેમણે પોતાનુ ઘણુ ખરૂ જીવન ગુજરાતના પાટનગર અમદાવાદમા ગાળ્યુ હતુ દલપત અને નર્મદ આપણા ગુજરાતના બે સારા કવિઓ છે એ બન્ને કવિઓ સમકાલીન હોવાથી તેમની વચ્ચે ઘણી સ્પર્ધા ચાલતી બન્ને જણાએ ગુજરાતી ભાષામાં ઘણા પુસ્તકો લખ્યા છે. નવલરામ નામના એક ટીકાકાર

પણ આપણા ગુજરાતમાં થઈ ગયા છે. નદશકરે કરણઘેલો નામનુ પુસ્તક લખ્યુ છે નવલરામ અને નદશકર પણ સુરતના વતની હતા. નડિયાદમા મણિલાલ નભુભાઈ તથા ગોવર્ધનરામ માધવરામ નામના બે સમર્થ લેખકો થઇ ગયા છે તેમણે ઘણા પુસ્તકો લખ્યા છે. અમદાવાદમા રમણભાઈ મહીપતરામ, નરસિહરાવ દિવેટીયા વિગેરે લેખકો હાલ છે સુરતમા કમળાશકર ત્રિવેદી પણ એક સાક્ષર છે કાઠિયાવાડમા કલાપી નામના એક ઉત્તમ કવિ થઈ ગયા છે કલાપીનુ નામ સુરસિહજી હતુ પોતે લાઠી સસ્થાનના ઠાકોર હતા આનદશકર બાપુભાઈ ધ્રુવ નામના અમદાવાદના એક ગૃહસ્થ ઘણા સારા વિદ્વાન છે સાક્ષર વર્ગમા એમનુ સ્થાન ઉચુ છે ભરૂચના કનૈયાલાલ મુનશી નામના એક ભાર્ગવ બ્રાહ્મણ પણ ગુજરાતીમા સારૂ લખે છે આપણા ગુજરાતમા બે સ્ત્રીઓ પણ ઠીક લખે છે બન્ને બેહનો છે જાતે નાગર છે એકનુ નામ વિદ્યાગૌરી અને બીજીનુ નામ શારદાગૌરી એ સિવાય દલપતરામના પુત્ર ન્હાનાલાલ પણ એક સારા કવિ છે એમને ઘણા પુસ્તકો લખ્યા છે એ ઉપરાત બીજા ઘણા લેખકો છે આ નાના પાઠમા તમને આપણી ગુજરાતી ભાષાના સાહિત્યનુ દિગ્દર્શન માત્ર કરાવ્યુ છે ગુજરાતી ભાષા આપણી માતૃભાષા છે એ ભાષામા પુસ્તકો તથા કાવ્યો લખી આપણે તેને સમૃદ્ધ બનાવવી જોઈએ મહા કવિ પ્રેમાનન્દે ગુજરાતી ભાષામા અનેક પુસ્તકો લખી તેને ઘણીજ પોષી છે આપણે પણ તેમ કરવુ જોઈએ હે પરમાત્મા ! તુ અમારી ગુજરાતી ભાષાને બધી ભાષાઓમા ઉત્તમ પદ અપાવ !

## પાઠ ૨૩ મો આપણા દેવો.

આપણા ધર્મનુ નામ વેદધર્મ અથવા સનાતન ધર્મ છે એતો તમે ભણી ગયા છો ઋગ્વેદ એ આપણો જુનામા જુનો વેદ છે. આખી દુનિયામા ઋગ્વેદના જેટલુ જુનુ પુસ્તક બીજુ એકે નથી.

ઋગ્વેદમા આપણા મહર્ષિઓએ અનેક દેવતાઓની સ્તુતિ કરી છે ઇન્દ્ર, ચન્દ્ર, યમ, અગ્નિ, વરુણ વિગેરે અનેક દેવતાઓની સ્તુતિઓ આપણને ઋગ્વેદમા મળી આવે છે એ બધા દેવતાઓ એક પરબ્રહ્મના જુદાં જુદા સ્વરૂપો છે ઈશ્વર એક છે, અને ઈશ્વર સિવાય બીજુ કાઈ નથી એ આપણા સનાતન ધર્મનો સિદ્ધાન્ત છે જે જે વિભૂતિઓ આપણને દૃષ્ટિગોચર થાય છે તે એક મહા વિભૂતિના ભિન્નભિન્ન સ્વરૂપોજ છે તમે બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્રના નામ તો સાભળ્યા હશે એ આપણી ત્રિમૂર્તિ છે એક પરમાત્માના એ જૂજવા સ્વરૂપો છે બ્રહ્મા સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે વિષ્ણુ સૃષ્ટિનુ પાલન કરે છે, અને રુદ્ર સૃષ્ટિનો સહાર કરે છે આ પ્રમાણે એકજ પરમાત્મા જુદેજુદે રૂપે જુદાજુદા કાર્યો કરે છે આપણા શાસ્ત્રોમા પુરુષ અને પ્રકૃતિ, એ બે શબ્દો વારવાર આવે છે પ્રકૃતિ એ પુરુષની શક્તિ છે જેમ એક પુરુષના બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એમ ત્રણ જુદા નામ છે, તેમ કાર્યપરત્વે પ્રકૃતિના પણ ત્રણ જુદા નામ પાડવામા આવ્યા છે બ્રહ્માની શક્તિને મહાસરસ્વતી કહેવામા આવે છે વિષ્ણુની શક્તિનુ નામ મહાલક્ષ્મી છે, અને રુદ્રની શક્તિનુ નામ મહાકાળી છે આ પ્રમાણે આપણે ત્યા શક્તિની પણ પૂજા થાય છે દેવીની પૂજા એ પરમાત્માની શક્તિનીજ પૂજા છે આપણા અનેક દેવ દેવીઓ એક પરમાત્માના ભિન્નભિન્ન રૂપોજ છે ગણપતિ, વિગેરે પણ એક ઈશ્વરની વિભૂતિઓજ છે પાર્વતી, લક્ષ્મી, સરસ્વતી, વિગેરે આપણી દેવીઓ છે આપણો સનાતન ધર્મ, ઈશ્વર અને જગતમા ભેદ જોતો નથી, જગત ઈશ્વરનુજ પ્રતિબિબ છે ઇન્દ્ર આકાશનો દેવતા છે તે વરસાદ મોકલે છે ચન્દ્ર ઔષધિનો સ્વામી છે યમ બધા પ્રાણીઓને નિયમમા રાખે છે યમરાજાને મૃત્યુનો દેવ પણ કહે છે અગ્નિને તો તમે બધા ઓળખો છો અગ્નિદેવ આપણા ઉપર ઘણો ઉપકાર કરે છે વરુણદેવ જળના દેવતા છે સમુદ્રો અને નદીઓ ઉપર વરુણ દેવનુ આધિપત્ય છે આ પ્રમાણે આપણા સનાતન ધર્મમા દરેક દૃશ્ય પદાર્થના ઉપર એક દેવની સ્થાપના કરવામા આવી છે. સૌ કોઈ

જાણે છે કે ઈશ્વર જગતના અણુએ અણુમા વ્યાપી રહ્યો છે પત્થ-
રમા, પાણીમા, વૃક્ષમાં, અને વેલીમા પણ પરમાત્માનો વાસ છે
આપણા ધર્મમા જે અનેક દેવોનુ વર્ણન છે, તે બધા એકજ
પરમાત્માના જુદાજુદા નામ છે દેવોની તેત્રીસ કોટિ કહેવામા
આવે છે તે નીચે પ્રમાણે–બાર આદિત્ય, અગિઆર રુદ્ર, આઠ
વસુઓ, ઈન્દ્ર અને પ્રજાપતિ, કેટલાક ઈન્દ્ર અને પ્રજાપતિના
સ્થાનમા બે અશ્વિનીકુમારને પણ ગણે છે આ પ્રમાણે કુલ તેત્રીસ
થાય છે લોકો જે તેત્રીસ કરોડ દેવોની વાતો કરે છે, તે આજ
આ પ્રમાણે આપણા સનાતન ધર્મમા દેવો અને દેવીઓની કલ્પના
છે વસ્તુત તો **एको देव सर्वभूतेषु गूढ सर्वव्यापी सर्वभूता-
न्तरात्मा ॥** પ્રાણીમાત્રમા વ્યાપી રહેલો એકજ દેવ છે **स भूमिं
विश्वतो वृत्वाऽत्यतिष्ठद्दशांगुलम् ॥** તે દેવ આખા વિશ્વમા વ્યાપી
રહ્યો છે, વિશ્વથી પણ વિશાળ છે આપણે અનેક રીતે તે એકજ
દેવનુ પૂજન અર્ચન કરી રહ્યા છીએ **सर्वदेवनमस्कार केशवं
प्रतिगच्छति ॥** ભિન્નભિન્ન રુચિના માણસો ભિન્નભિન્ન રીતે એકજ
પરમાત્માને પૂજે છે **एकमेवाद्वितीयम** । હે પરમાત્મા ! તુ એક
છતા અનેક રૂપે વ્યાપી રહ્યો છે તુ અમને સદ્બુદ્ધિ આપ

## પાઠ ૨૪ મો ખેતી.

પૃથ્વીનુ બીજુ નામ વસુધરા છે જગતની બધી ઉપયોગી
ચીજો પૃથ્વીમાથીજ પેદા થાય છે. પ્રાણીમાત્રને ઉપયોગી જે ખોરાક
તે પણ પૃથ્વીમાથી પેદા થાય છે ખેતી કરનાર ખેડુત એ જગતનો
બાપ ગણાય છે કહેવત કહે છે કે ઉત્તમ ખેતી, મધ્યમ વહેપાર
અને કનિષ્ઠ નોકરી એ કહેવત અક્ષરશ સાચી છે આપણો હિન્દુ-
સ્થાન દેશ કૃષિપ્રધાન છે લગભગ સેકડે ૮૦ ટકા માણસો ખેતી
ઉપર પોતાનુ ગુજરાન ચલાવે છે. હિન્દુસ્થાનની વસ્તીનો મુખ્ય

ભાગ, એટલે લગભગ ૯૫ ટકા માણુસો ગામડાંમાં વસે છે એ બધાનો આધાર ખેતી ઉપર છે. જુના વખતમા હિન્દુસ્થાનમા ખાસ કરીને બે ઉદ્યોગો હતા એક ખેતી અને બીજો વણાટ આ બે ઉદ્યોગો મુખ્ય ગણાતા દરેક ખેડુત ઓછાવત્તા પ્રમાણુમા વણુકરનુ કામ કરી શકતો આપણા હિન્દુસ્થાનમા હાલ પણુ સાડાસાત લાખ ગામડા છે, ત્યાના લોકો ખેતી ઉપરજ જીવે છે અગ્રેજલોકો હિન્દુસ્થાનમા આવ્યા તે પહેલા, આપણે અહીં ખેતીને અગે વણાટનો ઉદ્યોગ ચાલુ હતો આપણા અજ્ઞાનને લઈને તથા અગ્રેજોના લોભને લીધે આપણો વણાટનો ઉદ્યોગ નાશ પામ્યો ખેતીને અગે ખેડુત ગાયો પાળતો, તે ગાયોના દુધ ઘીમાથી પણુ તેને ઠીક આવક થતી હાલતો અનેક કારણોને લીધે ખેતી તથા ખેડુતની દશા ઘણી બુરી થઇ ગઈ છે હિન્દુસ્થાન જેવા પવિત્ર દેશમા દરરોજ અનેક ગાયોની કતલ થાય છે આથી ખેતીને તથા ખેડુતને ઘણી હાનિ થઈ છે જગતમા બીજા ઘણા ઉદ્યોગો ન હોય તો ચાલી શકે, પરતુ જો ખેતીનો ઉદ્યોગ બધ પડે તો જગત ટકીજ ન શકે રાજાથી માડીને રક સુધી સૌને ખાવાને અનાજ જોઇએ છે એ અનાજ ખેડુત પકવે છે પહેલા રાજા પ્રજા ઉભયની ધર્મનિષ્ઠાને લીધે યોગ્ય કાળે વરસાદ આવતો જેથી ખેતી સારી દીપતી આજકાલ રાજા પ્રજા ઉભયની દુર્વાસનાથી કુદરતનો પણુ કોપ થયો છે. વારવાર દેશમા દુષ્કાળ પડે છે જ્યારે દુષ્કાળ પડે છે ત્યારે પ્રજાની સ્થિતિ ઘણીજ દયાજનક થઈ જાય છે જગલોનો નાશ થવાથી, જોઇએ ત્યારે અને જોઈએ તેટલો વરસાદ આવતો નથી જમીનમાથી કસ ચાલ્યો ગયો છે, તેથી બિચારા ખેડુતને અનેક સકટો વેઠવા પડે છે આપણે બધાએ ખેતીમા વધારે રસ લેતા થવુ જોઈએ, કારણુ કે એના ઉપર આખા જગતનો આધાર છે ખેતીવાડીના શિક્ષણુને હિન્દુસ્થાન દેશમા યોગ્ય સ્થાન મળવુ જોઇએ કપાસ તથા અનાજની ખેતી કેમ સુધરે તેનો આપણે વિચાર કરવો જોઇએ. કપાસ પણુ ઘણી કિમતી વસ્તુ છે કપાસથી આપણે આપણા શરીરનુ રક્ષણુ કરી શકીએ છીએ હિન્દુસ્થાનમા

કપાસ ઢગલે ઢગલા પાકે છે, તેમ છતાં આપણી આળસને લીધે આપણે પરદેશથી કપડા મગાવીએ છીએ ખેતી સારી થવાને માટે ઠેર ઠેર નહેરો કરી નદીઓમાથી પાણી લેવુ જોઈએ સારા બીજ મેળવવા જોઈએ જમીનમા કસ લાવવાને સારૂ ખાતર તૈયાર કરવુ જોઈએ યોગ્ય સમયે છોડવાઓની સભાળ લેવી જોઈએ ખેતીનો ધધો ખરેખર ઉત્તમ છે ખેડુતની ખાધ ઉપર આખુ જગત જીવે છે રાજા મહારાજાઓ પણ ખેડુતની ઉપરજ જીવે છે જો રાજા પ્રજા ઉભય લોભ તજી પરસ્પરના કલ્યાણ માટે પ્રયત્ન કરે તો કુદરત જરૂર અનુકૂળ થાય, અને પહેલાની પેઠે આ ભારતવર્ષમા ઢગલે ઢગલા અનાજ પાકે ખેતીની સાથે ગૌરક્ષણ પણ થવુ જોઈએ વ્યાપાર પણ ખેતી ઉપરજ આધાર રાખે છે એ પ્રમાણે ખેતી જગતનો એક મુખ્ય અને સર્વોત્તમ ધધો છે હે ઈશ્વર! તુ અમારા ઉપર કૃપા કરી સદ્બુદ્ધિ આપ, અને અમારી ખેતીમા બરકત આપ!

## પાઠ ૨૫ મો સંસ્કૃત સાહિત્ય.

સસ્કૃત સાહિત્ય જેટલુ વિશાળ અને ઉપયોગી સાહિત્ય દુનિયાની બીજી થોડીજ ભાષાઓમાં હશે સસ્કૃત સાહિત્યના બે ભાગ પાડી શકાય એક ધાર્મિક સાહિત્ય અને બીજુ લૌકિક સાહિત્ય સસ્કૃત ભાષામા ધાર્મિક સાહિત્યનો ભડાર એટલો મોટો છે કે એ વિષયમા એની સાથે ભાગ્યેજ બીજી કોઈ ભાષા સ્પર્ધા કરી શકે આપણા ધાર્મિક સાહિત્યનો જુનામા જુનો ગ્રન્થ ઋગ્વેદ છે આ પુસ્તકના આઠમા પાઠમા ધાર્મિક સાહિત્ય વિશે કાંઈક સૂચન કર્યુ છે વેદ, ઉપનિષદ્, સ્મૃતિ, પુરાણ, સૂત્રગ્રન્થો, રામાયણ, મહાભારત, દર્શનશાસ્ત્રો વિગેરે આપણા ધાર્મિક સાહિત્યભડારના અમૂલ્ય રત્નો છે લૌકિક સાહિત્ય પણ જેવુ તેવુ નથી આપણા

આદિ કવિ મહર્ષિ વાલ્મીકિ ગણાય છે તેમણે રામાયણ લખ્યુ છે. ભગવાન વેદવ્યાસે મહાભારત લખ્યુ છે કાવ્યો તરીકે રામાયણ મહાભારત ઘણીજ ઉચી પકિતના છે વ્યવહાર અને ધર્મ બન્ને આ કાવ્યોમાથી આપણે શિખી શકીએ છીએ. આપણા સસ્કૃત સાહિત્યના સર્વશ્રેષ્ઠ કવિ કાલિદાસ છે એમણે શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર, કુમારસભવ, રઘુવશ, મેઘદૂત, ઋતુસહાર વિગેરે પુસ્તકો લખ્યા છે પહેલા ત્રણ નાટકો છે અને પછીના ચાર કાવ્યો છે ભવભૂતિ નામના એક બીજા કવિએ પણ ત્રણ સુન્દર નાટકો લખ્યા છે (૧) ઉત્તરરામચરિત, (૨) માલતી માધવ, (૩) વીરચરિત ભવભૂતિ કાલિદાસનો સમોવડીયો છે બાણભટ્ટ નામના એક કવિએ, કાદમ્બરી તથા હર્ષચરિત નામના બે ઉત્તમ પુસ્તકો લખ્યા છે દડી નામના એક વિદ્વાને દશકુમારચરિત નામનુ પુસ્તક લખ્યુ છે દડીએ અલકારશાસ્ત્ર ઉપર પણ ગ્રથ નિર્માણ કર્યો છે ભાસ નામના એક કવિના લખેલા નાટકો પણ હમણા હાથ લાગ્યા છે સસ્કૃત સાહિત્યમા પચમહાકાવ્યોનુ સ્થાન ઉચુ છે પચમહાકાવ્યો નીચે પ્રમાણે છે (૧) રઘુવશ, (૨) કુમારસભવ, (૩) કિરાતાર્જુનીય, (૪) શિશુપાલવધ, (૫) નૈષધીયચરિત કિરાતાર્જુનીયના કર્તા મહાકવિ ભારવિ છે શિશુપાલવધ કવિરાજ માઘે લખ્યુ છે, અને નૈષધીયચરિતના લખનાર કવિરાજ શ્રી હર્ષ છે શૂદ્રક નામના એક પડિતે, મૃચ્છકટિક નામનુ નાટક લખ્યુ છે વિષ્ણુશર્માએ પચતત્ર લખ્યો છે ભટ્ટિ નામના કવિએ ભટ્ટિકાવ્ય લખ્યુ છે અમરસિંહે અમરકોશ લખ્યો છે સુબન્ધુ નામના એક સમર્થ લેખકે વાસવદત્તા નામની એક કથા લખી છે રાજર્ષિ ભર્તૃહરિએ નીતિ, વૈરાગ્ય અને શૃગાર શતકો લખ્યા છે વિશાખદત્ત નામના પડિતે મુદ્રારાક્ષસ નામનુ એક ઉત્તમ નાટક લખ્યુ છે અમરુકવિનુ અમરુશતક પ્રખ્યાત છે ભટ્ટનારાયણ નામના પડિતે વેણીસહાર નામનુ એક સુન્દર નાટક લખ્યુ છે પડિતરાજ જગન્નાથનુ નામ પણ સસ્કૃત સાહિત્યમા મશહૂર છે કાશ્મીર દેશના મમ્મટ પડિતે અલકારશાસ્ત્ર ઉપર કાવ્યપ્રકાશ નામનો એક

ઉત્તમ ગ્રંથ લખ્યો છે ભોજરાજાએ સરસ્વતીકંઠાભરણ, રસકૌમુદી વિગેરે પુસ્તકો લખ્યા છે પ્રખ્યાત કવિ જયદેવનું ગીતગોવિંદ જગવિખ્યાત છે એ સિવાય ગોવર્ધનાચાર્ય બિલ્હણ, કલ્હણ, ક્ષેમેન્દ્ર, રાજશેખર વિગેરે અનેક કવિઓ સંસ્કૃતભાષામાં થઈ ગયા છે એ બધા કવિઓએ સંસ્કૃતભાષામાં ઉત્તમ પ્રકારનું સાહિત્ય લખ્યું છે સંસ્કૃતભાષાનો સાહિત્યભંડાર ઘણોજ વિશાળ છે જૈન પંડિતોએ પણ સંસ્કૃતભાષામાં અનેક ગ્રન્થો લખ્યા છે ન્યાયશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વિગેરે શાસ્ત્રો ઉપર અનેક ગ્રન્થો લખાયા છે પાણિનિ મહર્ષિએ વ્યાકરણશાસ્ત્ર બનાવ્યું છે એ બધા મહર્ષિઓનો આપણા ઉપર ઘણો ઉપકાર છે હે પરમાત્મા ! તું અમારા ભારતવર્ષમાં મહર્ષિઓ પેદા કરી અમારી ઉન્નતિ કર

# પાઠ ૨૬ મો રામાયણ.

રામાયણ અને મહાભારત એ બે આપણાં મહાકાવ્યો છે એ બેમાંથી રામાયણ પ્રાચીન છે. રામાયણ મહર્ષિ વાલ્મીકિએ લખેલું છે રામાયણની કથા મનોહર છે રામાયણની કથાનો સાર નીચે પ્રમાણે છે.

પ્રાચીનકાળમાં પતિતપાવની સરયૂનદીના તીરપર આવેલી અયોધ્યાનગરીમાં સૂર્યવંશી દશરથરાજા રાજ્ય કરતા હતા. તેમને ત્રણ રાણીઓ હતી તેમનાં નામ અનુક્રમે કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયી હતાં દશરથરાજા વૃદ્ધ થયા, છતાં પણ તેમને કાંઇ સંતાન પ્રાપ્તિ થઇ નહિ, તેથી તેમણે પોતાના ગુરુ વસિષ્ઠની સલાહ પૂછી વસિષ્ઠે તેમને પુત્રેષ્ટિયજ્ઞ કરવાની સલાહ આપી તે પ્રમાણે દશરથ રાજાએ અનેક ઋષિ મહર્ષિઓને નિમંત્રી તેમની પાસે પુત્રેષ્ટિયજ્ઞ કરાવ્યો યજ્ઞની પૂર્ણાહુતિસમયે યજ્ઞનારાયણે યજ્ઞમાંથી પ્રત્યક્ષ થઈ રાજાને પાયસાન્ન આપ્યું, અને તે પાયસાન્ન રાણીઓને ખવરાવવાની સૂચના કરી તે પ્રમાણે કરવાથી રાણીઓ ગર્ભવતી થઈ, અને

યથાકાળે, કૌસલ્યાએ રામને, સુમિત્રાએ લક્ષ્મણ અને શત્રુઘ્નને, કૈકેયીએ ભરતને જન્મ આપ્યો ચારે બાળકો ધીમે ધીમે મોટા થયા.

તે સમયના મહાન ઋષિ વિશ્વામિત્ર યજ્ઞ કરતા હતા. તેમના યજ્ઞમા રાક્ષસો વિઘ્ન કરતા હતા. યજ્ઞરક્ષણાર્થે વિશ્વામિત્રે દશરથરાજાની પાસે રામલક્ષ્મણની માગણી કરી દશરથે પોતાના બે પુત્રો ઋષિને સોપ્યા તેઓ ત્રણે વિશ્વામિત્રના તપોવન તરફ ચાલ્યા માર્ગમા રામચદ્રે રાક્ષસી તાટકાનો વધ કર્યો વિશ્વામિત્રે રામ લક્ષ્મણને ધનુર્વિદ્યાનુ જ્ઞાન આપ્યુ મારીચ અને સુબાહુનો વધ કરી રામલક્ષ્મણે વિશ્વામિત્રના યજ્ઞનુ રક્ષણ કર્યુ ત્યાર પછી ઋષિ, આ બે બાળકોને જનકરાજાની રાજધાની મિથિલામા લઇ ગયા ત્યા શિવધનુષ્યનો ભગ કરી રામચદ્ર સીતાજીને પરણ્યા પછી પોતે અયોધ્યામા આવ્યા દશરથરાજાએ રામચદ્રનો અભિષેક કરવાનુ નક્કી કર્યુ, પરતુ તેમા કૈકેયીએ વિઘ્ન નાખ્યું ભરતને ગાદી અપાવવા માટે એણે દશરથરાજા પાસે પોતાને આપેલા વચન માગી લીધા રામલક્ષ્મણ અને સીતા પિતાની આજ્ઞા પાળવા વનમા ગયા પુત્રવિયોગથી દશરથરાજાએ પ્રાણ તજ્યા ભરતે ગાદીનો સ્વીકાર ન કર્યો તે સાધુપુરુષ નગરજનોને લઇ રામચદ્રને ચિત્રકૂટ ઉપર મળ્યો તેમને અયોધ્યા પાછા આવવા બહુએ વિનવ્યા, પરતુ રામ એકના બે ન થયા આખરે રામચદ્રની પાદુકા અયોધ્યાની ગાદી ઉપર મુકી ભરતે રાજ્ય ચલાવવાનુ નક્કી કર્યુ પોતે નદિગ્રામમા રહી વડિલબધુ પાછા ન આવે ત્યા સુધી ઉગ્ર તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો રામલક્ષ્મણ અને જાનકીએ દડકારણ્યમા પ્રવેશ કર્યો, અને અગસ્ત્યઋષિની સૂચનાથી ગોદાવરીને તીરે પચવટીમા વાસ કર્યો આ અરણ્યમા આ રાજવીઓને રાવણની બહેન શૂર્પણખાનો મેળાપ થયો શૂર્પણખાએ રામની સાથે પરણવાની ઇચ્છા બતાવી આના પરિણામમા રામની આજ્ઞાથી લક્ષ્મણે તેના નાકકાન કાપી નાખ્યા એ રાક્ષસીએ, ખર, દૂષણ, ત્રિશિરા વિગેરે પોતાના ભાઇઓને રામચદ્રની સામે ઉશ્કેર્યા તેમનો રામે નાશ કર્યો. શૂર્પણખા રાવણ પાસે ગઈ. રાવણે મારીચની

સહાયથી સીતાનુ હરણ કરવાનો નિશ્ચય કર્યો અને માયાવી મારીચે સુવર્ણમૃગનુ રૂપ ધર્યું. સીતાના આગ્રહથી રામચદ્ર તેને પકડવા ગયા લક્ષ્મણને પણ પાછળ જવુ પડયુ અને આ લાગ સાધી રાવણે સીતાનુ હરણ કર્યું રામ અને લક્ષ્મણ સીતાની શોધમાં નીકળ્યા, ત્યા તેમને જટાયુપક્ષીનો મેળાપ થયો અને સીતા સબધી માહિતી મળી આગળ ચાલતા તેઓને સુગ્રીવ અને હનુમાન નામના વાનરો સાથે મૈત્રી થઇ હનુમાન સમુદ્ર ઓળગી ગયા અને સીતાની શોધ લઈ આવ્યા રામે લકા ઉપર ચઢાઈ કરી અને રાવણનો નાશ કરી સીતા પાછી આણી લકાનુ રાજ્ય વિભીષણને આપ્યુ અયોધ્યામા આવ્યા પછી રામનો રાજ્યાભિષેક થયો એક ક્ષુદ્રજનના મેણાથી રામે સીતાનો ત્યાગ કર્યો સીતા મહર્ષિ વાલ્મીકિના આશ્રમમા ગયા, ત્યા તેમણે લવ અને કુશને જન્મ આપ્યો રામચદ્રે અશ્વમેધયજ્ઞ કર્યો, તે સમયે લવ, કુશ અને સીતાનો રામને ફરી મેળાપ થયો, પરતુ તેજ સમયે સીતાએ પૃથ્વી પ્રવેશ કર્યો લક્ષ્મણજીએ પણ યોગદ્વારા પ્રાણ ત્યાગ કર્યો શ્રીરામે પણ પોતાના સગા સબધીઓ સાથે સરયૂમા દેહ છોડી દીધો આ રીતે રામનુ અવતારકૃત્ય પુરૂ થાય છે, અને રામાયણની કથા પણ પુરી થાય છે આ તો રામાયણનો સાર માત્ર છે તેમા આવેલા વર્ણનો ઘણા સુદર છે ભરત અને લક્ષ્મણનો ભ્રાતૃપ્રેમ, સીતાનો પતિપ્રેમ અને હનુમાનની ભક્તિ, એ સઘળાનુ રામાયણમા ઘણુજ સુદર વર્ણન છે રામાયણ ખરેખર એક ઉત્તમ કાવ્ય છે એના લખનાર મહર્ષિ વાલ્મીકિને સહસ્રવાર પ્રણામ હો ! રામાયણનો સાર ચારજ લીટીમા આપતો નીચેનો શ્લોક યાદ રાખવા જેવો છે—

> **आदौ राम तपोवनाभिगमनं हत्वा मृग कांचनं**
> **वैदेहीहरणं जटायुमरण सुग्रीवसंभाषणम् ।**
> **वालेर्निग्रहणं समुद्रतरणं लंकापुरीदाहनं**
> **पश्चाद्रावणकुंभकर्णहननमेतद्धि रामायणम् ॥**

# પાઠ ૨૭ મો મહાભારત.

રામાયણ પછીનુ આપણુ બીજુ મહાકાવ્ય મહાભારત છે. મહાભારતના કર્તા ભગવાન વેદવ્યાસ છે મહાભારતમા એકલો ઇતિહાસ નથી એમા એકલી કથા નથી મહાભારત આપણો જ્ઞાન-ભડાર છે મહાભારત એ આપણા પૂર્વજોએ આપણને આપેલો અમૂલ્ય વારસો છે મહાભારતની કથા ટુકામા નીચે પ્રમાણે છે ગગા નદીને કિનારે આવેલા હસ્તિનાપુર નગરમા પુરાણા કાળમા ધૃતરાષ્ટ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો તેને પાડુ નામે એક ભાઈ હતો ધૃતરાષ્ટ્ર પોતે આધળો હતો તેને સો પુત્ર હતા પાડુને પાચ પુત્રો હતા, અને તેઓ પાડવો કહેવાતા ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવો કહેવાતા કૌરવોમા સૌથી મોટો દુર્યોધન હતો દુર્યોધનની ઇચ્છા પાડવોને રાજ્યભાગ આપવાની નહોતી, તેથી તેણે તેમની સાથે અનેક જાતના કપટો કરી તેમનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો દૈવયોગે તેમા તે ફાવ્યો નહિ તેણે પાડવોને લાક્ષાગૃહમા બાળી મુકવાનો પણ યત્ન કર્યો, તેમાથી પણ વિદુરજીની સૂચનાથી અને ભીમસેનના પરાક્રમથી પાડવો તથા તેમના માતા કુતા બચી ગયા છેવટે દુર્યોધને પાડવો સાથે દ્યૂત રમી તેમને હરાવી વનમા કાઢ-વાનો નિશ્ચય કર્યો

પ્રાચીનકાળના ક્ષત્રિયોને જો દ્યૂતનુ કહેણુ આવતુ તો તેઓ ના પાડતા નહી ના પાડવામા માનહાનિ થતી દુર્યોધને પાડવોને દ્યૂતનુ કહેણુ મોકલ્યુ પાડવો દ્યૂત રમવા માટે ઇન્દ્રપ્રસ્થથી હસ્તિ-નાપુર આવ્યા દ્યૂતમા દુર્યોધન અને શકુનિએ ઘણુજ કપટ કર્યુ જેથી પાડવો રાજપાટ તથા પોતાની પત્ની દ્રૌપદીને પણ હારી બેઠા આ બધી હાર યુધિષ્ઠિરે ખાધી હતી બિચારા પાડવો નિરાશ થયા દુ શાસને દ્રૌપદીને ભરીસભામા નગ્ન કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેમા ઈશ્વરકૃપાથી તે ફાવી શકયો નહી પાચે પાડવો અને દ્રૌપદી જઇને દ્વૈતવનમાં વસ્યાં.

વનમા ઋષિમુનિઓના સમાગમમા તેમણે બાર વર્ષ ગાળી નાખ્યા વનમા તેમને અનેક જાતના સકટો પડયા, પણ એ બધા સકટોને તેમણે ધીરજથી સહન કર્યા તેરમા વરસમા તેઓ વિરાટ નગરીમા ગુપ્ત વેશે રહ્યા અને છેવટે બહાર પડયા ઇન્દ્રપ્રસ્થમા આવી તેમણે દુર્યોધન પાસે રાજ્યભાગ માગ્યો દુર્યોધને તેમને કાઈ પણ આપવાની ના પાડી દ્વારિકાના રાજા શ્રી કૃષ્ણ જેઓ પાડવોના સગા થતા હતા, તેમને આ વાતની ખબર પડી, અને તેમણે પાડવો તરફથી દુર્યોધનને સમજાવવાનુ માથે લીધુ દુર્યોધને કૃષ્ણનુ પણ ન માન્યુ છેવટે બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયુ આ યુદ્ધ કુરુક્ષેત્રના મેદાનમા થયુ હતુ, જ્યા શ્રી કૃષ્ણે અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો હતો આ યુદ્ધ અઢાર દિવસ ચાલ્યુ આખરે કૌરવોનો નાશ થયો, અને પાડવોનો જય થયો યુધિષ્ઠિર ગાદીનશીન થયા, પરતુ તેમને આવુ, સ્વજનના રુધિરથી ખરડાયેલુ, રાજ્ય રુચ્યુ નહી રાજર્ષિ ભીષ્મપિતામહે શરશય્યા ઉપરથી તેમને તેમનો ધર્મ સમજાવ્યો અને યુધિષ્ઠિરના મનમા જરા શાન્તિ થઇ

શ્રી કૃષ્ણ, હસ્તિનાપુરથી દ્વારિકા ગયા ત્યા જઈ તેમણે ઉન્મત્ત થયેલા યાદવોનો નાશ કરવાનો વિચાર કર્યો, અને તે પ્રમાણે તેમને પ્રભાસતીર્થમા લઇ જઈ યમશરણ પહોચાડયા પોતે પણ અવતાર-લીલા સમાપ્ત કરી આ સમાચાર યુધિષ્ઠિરને મળતા તેઓ ઘણા દુ ખી થયા, અને દ્વારિકાની ખબર લેવા અર્જુનને મોકલ્યો અર્જુન શ્રી કૃષ્ણની સ્ત્રીઓ તથા ખજાનો લઇ આવતો હતો, તેવામા રસ્તામા તેને કાબા લોકોએ લુટી લીધો નિરાશ થયેલો અર્જુન પાછો યુધિષ્ઠિર પાસે આવ્યો યુધિષ્ઠિરને હવે રાજ્યગાદી ઘણીજ અકારી લાગી, અને તેથી પાચે ભાઇઓએ દ્રૌપદી સાથે મહાપ્રસ્થાન કર્યુ આ તો મહાભારતનો સારમાત્ર આપ્યો મહાભારતમા કુદરતના વર્ણનના ઘણા સુદર શબ્દચિત્રો છે એ સિવાય, અર્જુનનો મત્સ્ય-વેધ, અભિમન્યુનુ ચક્રવ્યૂહભેદન, પાડવોનો રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞ વિગેરેના વર્ણનો ઘણા ઉત્તમ છે, મહાભારત કથાઓનો પણ

ભંડાર છે એમા અનેક કથાઓનો સગ્રહ કરવામા આવ્યો છે મહાભારતની ખરી ખુબી તો એને વાચીએ ત્યારેજ સમજાય આપણે બધાએ એકવાર મહાભારત અને રામાયણ તો જરૂર વાચવાજ જોઈએ. હે મહાભારતના કર્તા વ્યાસ ભગવાન! તમને ધન્ય છે તમારી બુદ્ધિને કોઈ પહોંચે તેમ નથી

**नमोऽस्तु ते व्यासविशालबुद्धे फुल्लारविन्दायतपत्रनेत्र ।**
**येन त्वया भारततैलपूर्ण प्रज्वालितो ज्ञानमयप्रदीप. ॥**

# પાઠ ૨૮ મો શ્રી કૃષ્ણ.

પૃથ્વી ઉપર જ્યારે ધર્મની પડતી અને અધર્મની ચડતી થાય છે ત્યારે ઈશ્વર અવતાર ધરે છે ઈશ્વરના અવતારકૃત્યનો ઉદ્દેશ અધર્મીઓનો નાશ, અને ધર્મીઓને મદદ કરવાનો હોય છે શ્રી કૃષ્ણને આપણા શાસ્ત્રકારોએ વિષ્ણુના અવતાર તરીકે માન્યા છે શ્રી કૃષ્ણની કથા ઘણી મઝાની છે, જગ ધ્યાન દઈને વાચશો તો ઘણો આનદ થશે

ક્રૂરતાની મૂર્તિ મથુરાનો રાજા કસ પોતાના પિતા ઉગ્રસેનને કેદમા નાખી મથુરાની ગાદીએ બેસી ગયો હતો પોતાની બહેન દેવકીને તેણે વસુદેવ સાથે પરણાવી હતી કથા કહે છે કે જ્યારે દેવકીને કસે વળાવી ત્યારે આકાશવાણી થઈ, કે હે કસ! હવે તારો નાશ નજીક આવ્યો છે, તારી ક્રૂરતાને હદ રહી નથી, હવે ભૂમિ ભાર ઝીલી શકતી નથી આ તારી બહેન દેવકીનો આઠમો ગર્ભ તારો નાશ કરશે કસ બિચારો આ આકાશવાણી સાભળી કપી ઉઠયો, છતા તેણે પોતાની ક્રૂરતા ન છોડી તેણે વસુદેવ અને દેવકીને નજરકેદ કર્યા, અને તેમના બાળકોનો નાશ કરવાનો નિશ્ચય કર્યો, તથા તે નિશ્ચયનો યથાસમય અમલ પણ કર્યો

દેવકીનાં સાત બાળકોને કંસે મારી નાખ્યાં દેવકી બિચારી દુઃખિયારી થઈ ગઈ દેવકીને આઠમે વખત ગર્ભ રહ્યો એ ગર્ભદ્વારા વિષ્ણુનો અવતાર નિર્માયો હતો દેવકીને હજી આઠજ માસ થયા હતા કંસ હજી નિશ્ચિંત હતો, ત્યાં તો શ્રાવણ વદિ આઠેમની મેઘલી રાતે દેવકીને કારાગૃહમાં પુત્ર પ્રસવ્યો એજ આપણા શ્રી કૃષ્ણ ચોકીદારો ઉંઘતા હતા દેવકીની વિનવણીથી વસુદેવ બાળકને લઈ યમુનાપાર ગયા, અને પોતાના મિત્ર નંદની પત્ની યશોદાની ગોદમાં પોતાના બાળકને મુકી, તેની તરત જન્મેલી બાળકીને લઈને પાછા મથુરામાં આવ્યા ઈશ્વરકૃપાથી આ વાત કોઈએ જાણી નહીં સવારમાં કંસે જાણ્યું કે દેવકીને પુત્રી પ્રસવી છે તે રાક્ષસે પુત્રીને એક શિલા ઉપર પછાડી તેના પ્રાણ લીધા શ્રી કૃષ્ણ તો ગોકુળમાં દહાડે દહાડે મોટા થવા લાગ્યા

શ્રી કૃષ્ણની બાળલીલા અદ્‌ભુત છે વ્રજના ગોપ ગોપીઓના ચિત્ત એમણે હરી લીધા હતા એમની મોહક અને સુદૃઢ આકૃતિથી સૌ એમના તરફ પ્રેમભક્તિથી જોતા એમણે વ્રજવાસીઓને અનેક સંકટોમાંથી ઉગાર્યા હતા તેથી, તથા એમની મધુરી બંસરીના સૂરથી, વ્રજમાં વસતા ગોપ ગોપીઓ એમના ઉપર મુગ્ધ થઈ ગયા હતા એમની બંસરીના સૂરથી પશુ પંખીઓ તથા એમની ગાયો પણ સ્તબ્ધ થઈ જતી મર્દાની રમતોમાં પણ કૃષ્ણ એટલાજ ચાલાક હતા ગોપજણ સાથે તે અનેક જાતની રમતો રમતા કૃષ્ણ બળદેવ બન્ને વ્રજમાં અતિ વહાલા થઈ પડયા હતા

કંસને ખબર પડી કે તેનો શત્રુ તો વ્રજમાં ઉછરી ગયો છે, ત્યારે તેણે, મળવાને મિષે, કૃષ્ણ બળદેવને મથુરા બોલાવ્યા ત્યાં તેમના ઉપર કુવલયાપીડ નામના મદોન્મત્ત હાથીને દોડાવ્યો, પણ કૃષ્ણે પોતાના પ્રચંડ બાહુબળથી તે હાથીના પ્રાણ લીધા મલ્લયુદ્ધમાં પણ કૃષ્ણબળદેવે કંસના મલ્લોને યમસદન મોકલ્યા છેવટે કંસનો પણ કૃષ્ણે સંહાર કર્યો અને તેના પિતા ઉગ્રસેનને ગાદી આપી.

"કસની બે રાણીઓ મગધના રાજા જરાસઘેની પુત્રીઓ હતી, તેઓ પિતા પાસે જઈને ઘણીજ કકળી આથી જરાસઘે મથુરા ઉપર ચઢાઇ કરી, પણ તેમા તે નિષ્ફળ થયો જરાસઘ વારવાર ચઢાઈ કરવાનુ જારી રાખ્યુ, આથી મથુરાના લોકોનો ક્લેશ દૂર કરવા કૃષ્ણબળદેવ આનર્તપ્રદેશમા આવ્યા, અને દ્વારિકા વસાવ્યુ. દ્વારિકામા આવ્યા પછી કૃષ્ણનો પાડવો સાથેનો પરિચય વધ્યો

દ્વારિકામા આવ્યા પછી પણ કૃષ્ણે અનેક દુષ્ટોનો નાશ કર્યો, અનેક સતોને સહાય કરી, અને ન્યાયપૂર્વક રાજ્ય ચલાવ્યુ કૌરવ અને પાડવોના યુદ્ધ વખતે શ્રીકૃષ્ણે પાડવોનો પક્ષ લઈ ન્યાયનુ પાસુ સબળ કર્યુ છેવટે છકેલા યદવોનો સહાર કરી પોતાની અવતારલીલા સમાપ્ત કરી શ્રીકૃષ્ણજીવન ખરેખર અદ્દભુત છે, એને સમજવુ મુશ્કેલ છે ભગવાન શ્રીકૃષ્ણે પોતેજ ગીતામા કહ્યુ છે તેમ તેમનો અવતાર—

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम**

**धर्मसस्थापनार्थाय**—જ હતો એ ગોપીજનવલ્લભને, અર્જુનના સખાને, ગીતાના ઉપદેશકને આપણા સહસ્રધા નમસ્કાર હો !

# પાઠ ૨૯ મો, રાજર્ષિભરત.

આપણા દેશનુ નામ ભરતખડ છે આપણો દેશ દુનિયાના બીજા દેશો કરતા ઘણીરીતે ચઢીઆતો છે જુના કાળમા આપણા દેશ ઉપર ક્ષત્રિયરાજાઓ રાજ્ય કરતા. તે વખતે દેશ ઘણો સમૃદ્ધ હતો, અને પ્રજા પણ સુખી હતી આપણા દેશનુ ભરતખડ એવુ નામ ચક્રવર્તી ક્ષત્રિયરાજા ભરતના નામ ઉપરથી પડયુ છે એ રાજાએ પ્રાચીનકાળમા આપણી આર્યભૂમિ ઉપર એકછત્રે રાજ્ય

કર્યું હતુ રાજર્ષિ ભરત ઘણા પરાક્રમી, તેમજ દયાળુ હતા તેમની કથા નીચે પ્રમાણે છે

બ્રહ્મર્ષિપદની પ્રાપ્તિ માટે મહર્ષિ વિશ્વામિત્ર હિમાલયના ગહન અરણ્યમા તપશ્ચર્યા કરતા હતા. તેમની તપશ્ચર્યાથી ઇન્દ્રને ઇન્દ્રાસન માટે ચિન્તા થઈ તેણે મહર્ષિના તપનો ભગ કરાવવા મેનકા નામની એક અપ્સરા મોકલી મેનકાએ પોતાના વિલાસો બતાવી વિશ્વામિત્રનુ ચિત્ત હરી લીધુ. તેમની તપશ્ચર્યાનો ભગ થયો મેનકા અને વિશ્વામિત્રના સયોગથી એક પુત્રી પેદા થઈ ઋષિને પાછળથી પસ્તાવો થયો, અને તે પાછા હિમાલયના ગાઢ જગલોમા તપશ્ચર્યા કરવા ઘુસી ગયા મેનકા પણ એ બાળક પુત્રીને માલિની નદીના તીર ઉપર મુકીને સ્વર્ગમા જતી રહી

માલિની નદીના તીર ઉપર મહર્ષિ કણ્વનો આશ્રમ હતો એક સવારે મહર્ષિ કણ્વ સ્નાન–સધ્યા માટે માલિનીના તીર ઉપર આવ્યા, ત્યારે ત્યા તેમણે મેનકા વિશ્વામિત્રની આ બાળકપુત્રીને રમતી જોઈ ઋષિ તેને આશ્રમમા લાવ્યા, અને તેનુ નામ શકુન્તલા પાડયુ શકુન્તલા ધીમે ધીમે મોટી થઇ તેણે યૌવનાવસ્થામા પ્રવેશ કર્યો. સમાન વયની સખીઓ સાથે શકુન્તલા કણ્વાશ્રમમા કલ્લોલ કરવા લાગી

ચદ્રવશી રાજા દુષ્યન્ત એક વખત મૃગયા કરવા નિકળ્યો માલિનીના આસપાસના પ્રદેશ ઉપર તેનો અધિકાર હતો મૃગયા-ની શોધમા તે કણ્વાશ્રમ સુધી આવી પહોચ્યો ઋષિદર્શનાર્થે તેણે આશ્રમમા પ્રવેશ કર્યો ઋષિ તીર્થયાત્રા કરવા ગયા હતા શકુન્તલા-એ દુષ્યન્તનુ સ્વાગત કર્યું બન્ને પૂર જોબનમા હતા બન્ને પરસ્પર આકર્ષાયા, અને તેમણે ગાધર્વલગ્ન કર્યું શકુન્તલા સગર્ભા થઈ શકુન્તલા સાથે કરેલા પ્રેમના ચિહ્ન તરીકે દુષ્યન્તે પોતાની રાજ-મુદ્રા શકુન્તલાને આપી પોતાની રાજધાનીમા ગયો જતી વખતે તેણે શકુન્તલાને પોતાના અત પુરમા બોલાવી લેવાનુ વચન આપ્યુ હતુ, પણ દૈવયોગથી દુષ્યન્ત એ વાત તદ્દન વિસરી ગયો.

શકુન્તલા દુષ્યન્તના ગયા પછી પોતાની ઝુપડીમા બેઠી બેઠી દુષ્યન્તનુ ચિન્તન કરતી હતી એવામા મહર્ષિ દુર્વાસાએ ઉટજ-દ્વાર પર આવી ભિક્ષા માગી ધ્યાનમગ્ન શકુન્તલાએ અતિથિનુ આગમન જાણ્યુ નહિ, અને સુલભકોપ દુર્વાસાએ શકુન્તલાને શાપ આપ્યો કે જેનુ તુ ચિન્તન કરે છે તે તને વિસરી જશે. શકુન્તલા-ની સખી અનસૂયાના અનુનયથી દુર્વાસાએ શાપનો અવધિ મુદ્રિકાદર્શન પર્યંતનો ઠરાવ્યો.

મહર્ષિ કણ્વ તીર્થયાત્રામાથી પાછા આવ્યા તેમણે તપો-બળથી શકુન્તલા દુષ્યન્તનો સબધ જાણી લીધો, અને પોતાના બે શિષ્યો તથા તપસ્વિની ગૌતમી સાથે શકુન્તલાને સાસરે વળાવી રસ્તામા માલિની નદીના એક તીર્થમા મુખમાર્જન કરતા શકુન્તલાની મુદ્રિકા આગળીમાથી સરી પડી તે મુદ્રિકા એક માછલુ ગળી ગયુ શકુન્તલા દુષ્યન્તના દરબારમા ગઈ, પણ ત્યા તેનો તિરસ્કાર થયો રાજા એને ઓળખી શકયો નહીં શોકાર્ત શકુન્તલાને એની માતા મેનકાએ ઉપાડી લીધી અને તેને મારીચાશ્રમમા મુકી દીધી ગૌતમી અને કણ્વશિષ્યો કણ્વાશ્રમમા પાછા આવ્યાં

પેલુ માછલુ એક માછીની જાળમા સપડાયુ તેને ચીરતા માછીને રાજમુદ્રિકા મળી તે મુદ્રિકા માછીએ રાજાને સોપી મુદ્રિકાદર્શનમાત્રથી, રાજાને શકુન્તલાના સબધનુ સ્મરણ થયુ, અને ત્યારથી તે વિરહવ્યથિત થયો અસુરો સાથેના યુદ્ધમા મદદ કરવાને ઇન્દ્રે દુષ્યન્તને તેડવા માતલિને મોકલ્યો યુદ્ધ સમાપ્ત થયા પછી દુષ્યન્ત જ્યારે પાછો આવતો હતો ત્યારે માતલિની સૂચનાથી તે મારીચાશ્રમમા ઋષિના દર્શન માટે ગયો ત્યા તેણે એક બાળકને સિહના બચ્ચા સાથે રમતો જોયો એજ આપણો ભરત, જેના નામ ઉપરથી આપણા દેશનુ નામ ભરતખડ પડયુ છે આશ્રમમા આ બાળકને સૌ સર્વદમન કહેતુ, કારણ કે તે બધા પ્રાણીઓને પીડતો શકુન્તલાનો અને દુષ્યન્તનો અહીં ફરી મેળાપ

થયો તપસ્વીઓએ શકુન્તલાના પુત્ર ભરતનુ દુષ્યન્તને ઓળખાણ આપ્યુ ત્રણે જણ સુખી થયા, અને રાજધાનીમા આવ્યા દુષ્યન્ત વૃદ્ધ થયો એટલે તેણે રાજગાદી ભરતને સોપી અને પોતે વનમા ગયો ભરત મહાપરાક્રમી રાજા થયો, તેણે આખા આર્યાવર્તને પોતાના અધિકાર નીચે આણ્યુ ભરતે ચક્રવર્તીપદ પ્રાપ્ત કર્યુ એ પરાક્રમી રાજા ભરતના નામ ઉપરથી આપણા દેશનુ નામ ભરતખડ પડયુ છે આપણા દેશમા અનેક પ્રતાપી રાજાઓ થઈ ગયા છે, એ બધાના જીવનચરિત્રો આપણે જાણવા જોઈએ

# પાઠ ૩૦ મો, ભક્તરાજ તુલસીદાસ.

ભક્તરાજ તુલસીદાસનુ નામ વિશ્વવિખ્યાત છે એમનુ લખેલુ તુલસીરામાયણ ઉત્તર હિન્દુસ્થાનમા ઘેરેઘેર વચાય છે સસ્કૃતમા રામાયણ રચનાર જેવા મહર્ષિ વાલ્મીકિ, તેવાજ હિન્દીમા રામાયણ લખનાર ભક્તરાજ તુલસીદાસજી તુલસીદાસની રામભક્તિ અલૌકિક હતી એઓ રાત્રિદિવસ રામનામની ધૂનમાજ મગ્ન રહેતા એમની જીવનકથા બોધ લેવા જેવી છે

તુલસીદાસનો જન્મ સરયૂપારીણ જાતિના બ્રાહ્મણ આત્મારામ દુબેને ત્યા વિક્રમ સવત્ ૧૫૮૯ મા થયો હતો એમની માતાનુ નામ હુલસી હતુ તુલસીદાસનુ બચપણનુ નામ રામબોલા રાખવામા આવ્યુ હતુ તુલસીદાસનો જન્મ રાજાપુર નામના ગામમા થયો હતો આત્મારામ દુબેની આર્થિક સ્થિતિ પહેલેથીજ સારી નહોતી તુલસીદાસ પાચ છ વરસના થયા એટલામા તો એમના માતાપિતાનો સ્વર્ગવાસ થયો તુલસીદાસનુ પાલનપોષણ એમના સગા સબધીઓએ કર્યુ સાધારણ શિક્ષણ મળ્યા પછી, તુલસીદાસનો વિવાહ દીનબધુ પાઠક નામના એક બ્રાહ્મણની રૂપગુણવતી કન્યા રત્નાવળી સાથે કરવામાં આવ્યો તુલસીદાસનુ લગ્ન નાની

ઉમરમાજ થયુ હતુ. તુલસીદાસનો પોતાની સ્ત્રી ઉપર ઘણો સ્નેહ હતો તુલસીદાસને સ્ત્રી વિના ઘડીપણ ચેન પડતુ નહી

કહે છે કે એક દિવસ તુલસીદાસની સ્ત્રી પોતાને પિયર ગઈ તુલસીદાસ તેના વગર સૂના પડી ગયા, અને પોતે પણ સ્ત્રીની પાછળ પોતાને સાસરે ગયા આ જોઇ સ્ત્રીને ઘણી શરમ આવી, કારણ કે તેણે પિયેર જતાનીવાર પોતાની માને કહ્યુ હતુ કે હુ પાચ સાત દિવસ રહેવા આવી છુ તેણે તુલસીદાસને એકાતમા બોલાવી નીચે પ્રમાણે શિખામણ આપી "હે સ્વામિન્, આપને શરમ નથી આવતી ! આપ શુ જોઇને આમ પાછળ દોડી આવ્યા ! આપના આવા પ્રેમને ધિક્કાર છે આ મારા હાડકા અને ચામડાના શરીર ઉપર જેટલી પ્રીતિ રાખો છો તેટલી જો શ્રી રામચદ્ર ઉપર રાખો તો તમારૂ કલ્યાણ થાય "

તુલસીદાસને આ શિખામણની ઘણીજ અસર થઇ તેઓ ત્યા જમવા પણ ન રહ્યા એકદમ કાશી ગયા, અને ત્યા નરહરિદાસ નામના એક સાધુ પાસે દીક્ષા લીધી કાશીમા તુલસીદાસે સસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કર્યો તેમણે વ્યાકરણ, ન્યાય, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનુ સારૂ જ્ઞાન મેળવી લીધુ વિદ્યાધ્યયન કરી રહ્યા પછી તેમણે અયોધ્યા, મથુરા, વૃન્દાવન, કુરુક્ષેત્ર, પ્રયાગ, ચિત્રકૂટ, વિગેરે પવિત્ર સ્થળોની યાત્રા કરી તુલસીદાસને રહેવાના મુખ્ય સ્થળો અયોધ્યા અને કાશી બે હતા

તુલસીદાસના સબધમા અનેક દતકથાઓ પ્રચલિત છે લોકો કહે છે કે એમના ઉપર મહાવીર હનુમાનની ઘણી કૃપા હતી હનુમાનજીની કૃપાથી એમને શ્રી રામચદ્રના પ્રત્યક્ષ દર્શન થયા હતા શ્રી રામચદ્રની પ્રેરણાથી એમણે હિન્દીમા શ્રી રામચરિતમાનસ, અથવા રામાયણનામનુ ઉત્તમ કાવ્ય લખ્યુ છે લોકો કહે છે કે શ્રી રામચરિતમાનસ લખવામા તુલસીદાસને વારવાર દૈવી સહાય મળ્યા કરતી તુલસીદાસે અનેક ગ્રથો લખ્યા છે, જેમાના થોડાક

નીચે પ્રમાણે છે (૧) રામચરિતમાનસ અથવા રામાયણ (૨) કવિતરામાયણ, (૩) બરવૈરામાયણ, (૪) દોહાવળી, (૫) વિનયપત્રિકા વિગેરે તુલસીદાસના બધા ગ્રંથોમા એમનુ રામાયણ સર્વશ્રેષ્ઠ છે

તુલસીદાસનુ રામાયણ આખા હિન્દુસ્તાનમા પ્રસિદ્ધ છે તુલસીદાસના સમયમા પણ એનુ ઘણુ સન્માન થતુ તુલસીદાસ એક સાચા સાધુ અને ભક્ત હતા તુલસીદાસનુ રામાયણ જ્ઞાન-ભક્તિની ખાણ છે એની ભાષા પણ ઘણી મીઠી અને મધુરી છે તુલસીદાસના દોહા અને ચોપાઈ, લોકો હોસથી બોલે છે તુલસી-રામાયણ આપણી કાવ્યસૃષ્ટિનુ અણમોલુ રત્ન છે આપણે બધાએ તુલસીરામાયણનો અભ્યાસ કરવો જોઈએ, અને તેમા રહેલા જ્ઞાન-ભક્તિને જીવનમા ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ

આ મહાન્ ભગવદ્ભક્તે સવત્ ૧૬૮૦ ના શ્રાવણ માસની શુકલાસપ્તમીને દિવસે પોતાના નશ્વર શરીરનો ત્યાગ કર્યો અસિ અને ગગાના પવિત્ર સગમ ઉપર આ સાધુ પુરુષે પોતાની ભક્ત-લીલા સમાપ્ત કરી આપણા હિન્દુસ્થાનમા આવા અનેક સતસાધુ-ઓ થઈ ગયા છે તેમના જીવનમાથી અને પુસ્તકોમાથી બોધ લઈ આપણે આપણા જીવનને સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણા આ પુસ્તકમા તુલસીદાસની કેટલીક સાખીઓ આપવામા આવી છે, જે વાચવાથી આપણને ઘણો બોધ મળે તેમ છે

## પાઠ ૩૧ મો, મહંમદ પયગંબર.

મુસલમાની ધર્મના સ્થાપનાર મહાપુરુષ મહમદ પયગબર છે એમનો જન્મ અરબસ્તાનમા આવેલા મક્કા શહેરમા થયો હતો. અરબસ્તાન દેશ આપણા એશિઆખડમા આવેલો છે. આરબ લોકો બહાદુર અને માયાળુ છે.

પયગબરના જન્મ સમયે અરબસ્તાનમાં મૂર્તિપૂજા પ્રચલિત હતી લોકો મૂર્તિઓને પૂજતા હતા. મૂર્તિમા રહેલા સર્વવ્યાપક ઈશ્વરને ભૂલી જઈ લોકો કેવળ બાહ્યાચારનેજ વળગી રહ્યા હતા. અરબસ્તાનના તે વખતના આરબો મૂર્તિપૂજાના રહસ્યને નહોતા સમજતા

આમ હોઈ સાચો ધર્મ વિસારે પડી ગયો હતો લોકોના આચારવિચાર નષ્ટ થઈ ગયા હતા ધર્મમા દભનો પ્રવેશ થઈ ગયો હતો આવે વખતે પયગબર મહુમદનો જન્મ થયો પયગબર સાહેબે કાઈ ઝાઝો અભ્યાસ કર્યો નહોતો નાનપણમા તેમનુ ચિત્ત કાઈ ખાસ ધર્મવૃત્તિવાળુ નહોતુ, પણ ધીમે ધીમે લોકોના અધમ આચાર જોઈ તેમના ચિત્તમા ખેદ થયો તેમણે સાચી વાત શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો

જેમ જેમ ઉમર થતી ગઈ તેમ તેમ પયગબર સાહેબનુ વલણ ધર્મ તરફ વધતુ ગયુ કહે છે કે તેઓ મક્કા પાસે આવેલા એક પર્વતની ગુફામા વારવાર જતા અને ત્યા દિવસોનાદિવસો ચિન્તન કરતા આવા અનેક ચિન્તનોના પરિણામે તેમને સત્યની ઝાખી થઈ

લગભગ ચાળીસ વરસની ઉમરે તેમણે ધર્મપ્રચાર કરવાનુ શરૂ કર્યું તેમણે લોકોને જણાવ્યુ કે મને ઈશ્વિર તરફથી સદેશા મળે છે તમારો ધર્મ ખોટો છે મૂર્તિપૂજા છોડી દો ઈશ્વર એક છે એક ઈશ્વિરનીજ પૂજા કરો મૂર્તિપૂજા કરવી એ પાપ છે મુસલમાની ધર્મશાસ્ત્રોમા લખ્યુ છે કે મહુમદ સાહેબને ઈશ્વર તરફથી સદેશા મળતા આ સદેશા તેમને જીબરાઈલ નામનો એક ફિરસ્તો પહોચાડતો

મક્કાના લોકોને આ નવો ધર્મ ન રુચ્યો, તેથી તેમણે પયગબર સાહેબનુ ખુન કરવાનો વિચાર કર્યો આ વાત પયગબર સાહેબના મિત્રોના જાણવામા આવી. તેમણે રાતોરાત પયગબર

સાહેબને નસાડી મુકયા બીજે દિવસે સવારમા પયગબર સાહેબ-
ના દુશ્મનોએ તેમની પુઠ પકડી, પરતુ પયગબર સાહેબ એક
પર્વતની ગુફામા પેસી ગયા હતા, તેથી ન જડયા ગુફાના મુખમા
કરોળીએ જાળ બાધ્યુ હતુ અને કબુતરે ઈંડા મુકયા હતા, તેથી
પયગબર સાહેબના દુશ્મનોને એ ગુફામા પયગબર સાહેબ હશે,
એવો વહેમ ગયો નહિ તેઓ પાછા આવ્યા, અને પયગબર
સાહેબ ઉટ ઉપર બેસી મદીને જતા રહ્યા

મદીનામા તેમને સારો આવકાર મળ્યો તેમણે ધીમે ધીમે
મદીનાના લોકોને ઉપદેશ કરવા માડયો લોકો ધીમે ધીમે એમના
ધર્મનો સ્વીકાર કરવા લાગ્યા મહમદ સાહેબનુ બળ ધીમે ધીમે
વધતુ ચાલ્યુ, એટલે તેમણે તલવારના જોરથી ધર્મ ફેલાવવાનુ
નક્કી કર્યુ તેઓ પોતાના સાથીઓને લઈ પાછા મકકે આવ્યા,
અને ત્યા પણ પોતાનો ધર્મ ફેલાવ્યો અનેક મનુષ્યો તેમના
ધર્મમા દાખલ થયા ધીમે ધીમે મૂર્તિપૂજા નાબૂદ થતી ગઈ,
અને મુસલમાની ધર્મનુ જોર વધતુ ગયુ મહમદ સાહેબના સમય-
મા પણ મુસલમાની ધર્મ ઘણો ફેલાયો હતો

પયગબર સાહેબે મદીનામા શરીર છોડયુ એમની કબર હાલ
મદીનામા છે અનેક ભાવિક મુસલમાનો તેમની કબરના દર્શન
કરવા જાય છે મક્કા એ મુસલમાનોનુ તીર્થક્ષેત્ર છે મક્કામા કાબા
નામનો એક પત્થર છે તેને મુસલમાનો પવિત્ર ગણે છે, અને
યાત્રાળુઓ તેને ચુબન કરે છે કહે છે કે એ પત્થર પયગબર
સાહેબે સ્વર્ગમાથી આણ્યો છે મક્કા ઘણુ પુરાતન શહેર છે

મુસલમાની ધર્મના મુખ્ય સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે ખુદા
એક છે એનો કોઈ સમોવડીઓ નથી ખુદા સિવાય બીજા કોઈની
ભક્તિ ન કરો ગરીબોને મદદ કરો દરરોજ પાચવાર ખુદાની
બદગી કરો બની શકે તો ખુદાના નામપર ખેરાત કરો એકાદ
વાર મક્કાની હજ કરો બધા મુસલમાનોને પોતાના ભાઈ ગણો

પોતાના દીનનુ રક્ષણુ કરવાને હુમેશાં તૈયાર રહો મૂર્તિપૂજા ના કરો આ મુસલમાની ધર્મનો સાર છે.

મુસલમાની ધર્મ દુનિયા ઉપરના મોટા ધર્મોમાનો એક છે. પૃથ્વી ઉપરના ઘણા દેશોમા મુસલમાની ધર્મ પળાય છે ઈરાન, અરબસ્તાન, તુર્કસ્તાન વિગેરે દેશોના લોકો મુસલમાની ધર્મ પાળે છે મુસલમાનો પયગબરને ઘણુ માન આપે છે, અને તેમના ફરમાન પ્રમાણે ચાલવાને હુમેશા પ્રયત્ન કરે છે મુસલમાનોનુ ધર્મપુસ્તક કુરાનેશરીફ છે એ પુસ્તકમા પયગબર સાહેબના ફરમાનો છે એ પુસ્તક અરબી ભાષામા લખેલુ છે મુસલમાનો એ પુસ્તકને ઘણુ માન આપે છે

## પાઠ ૩૨ મો, ઈશુખ્રીસ્ત.

ઈશુખ્રીસ્તનો જન્મ અરબસ્તાનના જેરૂસલેમ નગરની પાસે આવેલા બેથલમ નામના એક ગામમા થયો હતો એમની માતાનુ નામ મરીઅમ તથા પિતાનુ નામ યુસફ હતુ યુસફ સુતારનો ધધો કરતો ઈશુના જન્મ વખતે જેરૂસલેમ અને તેની આસપાસના પ્રદેશ ઉપર રોમન સામ્રાજ્યનો અધિકાર હતો તે વખતે એ પ્રદેશમા મુખ્યત્વે કરીને યહુદી લોકોની વસ્તી હતી જેરૂસલેમ તે વખતનુ યહુદીઓનુ એક પવિત્ર તીર્થ ગણાતુ ત્યાના મદિરમા અનેક સાધુ સતો વસતા યહુદી લોકો ઘણા જૂના છે એક વખત તેઓ ઘણા સમૃદ્ધ હતા તે વખતે એ પ્રદેશમા એક હેરડ નામે રાજા હતો તેને જોશીઓએ કહ્યુ હતુ કે તારો શત્રુ બેથલમમા પેદા થયો છે તે ઉપરથી વહેમાઈ હેરડે બે વર્ષની અદરનાં જેટલા બાળકો બેથલમમા હોય તેને મારી નાખવાનો હુકમ કર્યો હતો આ હુકમનો અમલ થતા પહેલા ઈશુફને આ વાતની ખબર પડી ગઈ, તેથી તે મરીઅમ અને ઈશુને લઇ નસરત્ત નાસી ગયો.

આ પછીના બાર વરસની ઈશુ સબધી કશી હકીકત આપણુને જણુાઈ નથી બારેક વર્ષની ઉમરે એક વખત ઈશુ પોતાના માબાપ જોડે જેરૂસલેમ ગયેલો, ત્યા તેણે મદિરમા બેસી ત્યાના શાસ્ત્રીઓ સાથે ધર્મચર્ચા કરેલી ત્યારપછીના અઢાર વર્ષનો ઇતિહાસ પણુ આપણુને માલૂમ નથી કહે છે કે એ વર્ષો ઇશુએ તપશ્ચર્યામા ગાળેલા હાલ એક એવો ઈતિહાસ પ્રસિદ્ધ થયો છે કે ઈશુએ તિબેટમા આવી બૌદ્ધ ભિક્ષુઓ પાસેથી જ્ઞાનપ્રાપ્તિ કરેલી એ જ્ઞાનપ્રાપ્તિ કર્યા પછીજ તેણે ઉપદેશ આપવાનુ કામ શરૂ કરેલુ. બૌદ્ધધર્મ અને ખ્રીસ્તી ધર્મના સિદ્ધાન્તોમા ઘણુ સામ્ય છે

ઈશુના જન્મ વખતેજ યહુદી ધર્મની પડતી શરૂ થઈ ચૂકી હતી ધર્મગુરુઓ લોભી અને લાચીયા બની ગયા હતા ધર્મમદિરનો અમુક ભાગ વહેપારીઓને દુકાનો કરવા આપવામા આવતો હતો તેની ઉપજમાથી ધર્મગુરુઓ એશઆરામ ભોગવતા ઈશુને પોતાના દેશબધુઓની આવી અધોગતિથી ઘણી બળતરા થઈ ઇશુએ સાચા ધર્મનો ઉપદેશ કરવા માડયો. એણે અનેક ચમત્કારો કરી બતાવ્યા એણે સૌ કોઇના તરફ પ્રેમદૃષ્ટિથી જોવા માડયુ આ બધી વાત યહુદી ધર્મગુરુઓને રુચી નહિ તેમણે ઇશુનો નાશ કરવાના પ્રયત્નો કરવા માડયા

ધીમે ધીમે ઈશુની શિષ્યમડળી પણ વધી હતી તેના મુખ્ય શિષ્યો બાર હતા ઈસુના આ શિષ્યો પણ ઉપદેશ કરતા ઈશુ પ્રેમધર્મના મત્રનો ઉપદેશ કરતો ખ્રીસ્તીઓના ધર્મપુસ્તક બાઇબલમા આવેલો ઇશુનો “ પર્વતપરનો ઉપદેશ ” ઘણો રમણીય છે ઈશુ, દીન, દુખિયા અને ગરીબોનો બેલી હતો ઇશુને લોકોએ ધીમે ધીમે ઘણુ માન આપવા માડયુ તેને લોકોએ ધર્મગુરુ તરીકે સ્વીકાર્યો

આ વાત યહુદીઓથી ખમાઈ નહિ તેમણે ઇશુના ઉપર ઇશ્વરદ્રોહનુ તહોમત મૂકયુ તેમણે કહ્યુ કે ઇશુ પોતાને “ઇશ્વરનો

અભિષિક્ત પુત્ર કહેવરાવે છે યહુદીઓએ ઈશુના એક શિષ્યને ફોડયો એ શિષ્યનુ નામ યહુદા હતુ. તેણે ગુરુદ્રોહ કર્યો અને ઈશુને દુશ્મનોના હાથમા સોપ્યો

ઈશુની તપાસ માટે યહુદીઓ તેને મહાયાજક પાસે લઇ ગયા ત્યા તેની વિરુદ્ધ અનેક સાક્ષીઓ ઉભા કરવામા આવ્યા ત્યા તેની ઉપરનુ તહોમત સાબિત કરવામા આવ્યુ પછી તેને રોમન સુબાની સમક્ષ ઉભો કરવામા આવ્યો તેના ઉપર લોકોએ ફિટકાર વરસાવ્યો, તેને ગાળો દીધી, તમાચા માર્યા, પણ આ સઘળુ ઈશુએ શાન્તિથી સહન કર્યુ

સુબા પાસે ઈશુની તપાસ ચાલી સુબાને ઈશુ નિર્દોષ જણાયો, પણ લોકોના આગ્રહ આગળ એનુ કાઇ ચાલ્યુ નહિ સુબાએ એને હેરડ પાસે મોકલી દીધો, પણ હેરડે એને પાછો સુબા પાસે મોકલ્યો આખરે લોકોના અત્યત આગ્રહને વશ થઈને સુબાએ ઘણીજ નાખુશીથી ઈશુને દેહાત દડની સજા ફરમાવી આ સજા સાભળ્યા પછી પણ ઈશુનુ મુખ તો હસતુજ રહ્યુ ઈશુને ક્રુસ ઉપર ચઢાવી યહુદી લોકોએ તેના પ્રાણ લીધા

ઈશુના મરણ પછી ઈશુનો ધર્મ ઘણા વેગથી પ્રસર્યો લોકોને ઈશુના વચનોની સત્યતા પાછળથી સમજાઈ આજે યૂરોપખડના ઘણા દેશો ખ્રીસ્તી ધર્મ પાળે છે ઈશુ પ્રેમની મૂર્તિ હતો એની જીદગીમા એને કોઈ સમજી શકયુ નહિ ભગવાન બુદ્ધની પેઠે ઈશુએ પણ અહિસા અને પ્રેમનો ઉપદેશ કર્યો છે ઈશુ એના દુશ્મનોને પણ ચહાતો. મુસલમાનધર્મના પયગબરોમા ઈશુ અને મોઝીઝની ( ઈસામુસા ) પણ ગણતરી થાય છે ઈશુએ પોતાનુ સઘળુ જીવન લોકકલ્યાણમા અર્પણ કર્યુ હતુ લોકસેવા કરતા કરતાં તેણે પોતાનો દેહ પણ ખર્ચી નાખ્યો ઈશુ પૃથ્વી ઉપરનો એક મહાપુરુષ છે.

# પાઠ ૩૩ મો, ભરતખંડનાં તીર્થક્ષેત્રો.

પાછલા એક પાઠમા આપણે શિખી ગયા કે આપણા દેશનુ નામ ભરતખડ છે, અને એને લોકો હિન્દુસ્થાન પણ કહે છે આ પાઠમાં આપણે આપણા દેશમા આવેલા પવિત્ર સ્થળોનુ દિગ્દર્શન કરીશુ.

આપણો પવિત્ર દેશ અનેક ધર્મોનુ ધામ છે આપણા ભરત-ખડમા સનાતનધર્મના મદિરો છે, મુસલમાનધર્મની મસ્જીદો છે, જૈનધર્મના દેવાલયો છે, અને પારસીધર્મની અગિયારીઓ પણ છે આ પ્રમાણે આપણા હિન્દુસ્થાનના એક છેડાથી બીજા છેડા સુધી ધર્મક્ષેત્રો આવેલા છે

કાશ્મીર આપણા દેશનુ નદનવન છે એ પૃથ્વી ઉપરનુ સ્વર્ગ છે કાશ્મીરનુ કુદરતી સૌંદર્ય અલૌકિક છે પ્રાચીનકાળમા કાશ્મીર-ના રાજનગર શ્રીનગરમા એક વિદ્યાપીઠ હતુ હજી પણ કાશ્મીરના પડિતો સરસ્વતીદેવીના અનન્ય ઉપાસકો છે આચાર્યપદની પ્રાપ્તિ કરવા ઈચ્છનારને કાશ્મીરના પડિતો પાસેથી પ્રમાણપત્ર મેળવવુ પડતુ અદ્વૈતાચાર્ય શકરને પણ એક વખત પોતાના શારીરકભાષ્ય ઉપર કાશ્મીરના પડિતોની સમતિ મેળવવી પડી હતી કાશ્મીર એ નદીઓનો અને પહાડોનો પ્રદેશ છે સિધુ, ચિનાબ અને ઝેલમના ઝરણાથી કાશ્મીરની રસાળભૂમિ વધારે રસવાળી થઈ છે સિધુને તીરે તો આપણા પૂર્વજ આર્યોએ પહેલવહેલો વાસ કરેલો હિમાલયના ગગનચુમ્બી શિખરોથી ઘેરાયલો અને અનેક પવિત્ર નદીઓથી પાવન થયેલો કાશ્મીરનો પ્રદેશ ભરતખડના મુકુટમણિ જેવો શોભે છે.

પજાબ તો આર્યોનો પ્રથમ વાસ પજાબ એટલે પવિત્ર સિધુ-નદીનો પ્રચડ પ્રવાહ પજાબ એટલે ગુરુગોવિદસિહ, સત કબીર, અને સાધુ નાનકની જન્મભૂમિ પજાબમા આર્યોએ ઉષાના ગાન

કરેલાં. પંજાબ એટલે અમૃતસરનું સુવર્ણમંદિર. પંજાબ એટલે નરવીર લજપતરાયનું કર્મક્ષેત્ર. પંજાબ એટલે શીખલોકોનું અલૌકિક શૌર્ય પંજાબ આપણા ભરતખંડની વીરભૂમિ છે

કાઠિયાવાડ તો સંતોની ભૂમિ છે કાઠિયાવાડ એટલે આર્યસમાજના સંસ્થાપક સ્વામી દયાનંદની જન્મભૂમિ કાઠિયાવાડ એટલે વિશ્વવિખ્યાત, પુણ્યશ્લોક, પૃથ્વી ઉપરના પુરુષોત્તમ, મહાત્મા ગાંધીજીની જન્મભૂમિ કાઠિયાવાડમા આવેલો ગિરનાર પર્વત તો અનેક યુગોનો સાક્ષી છે એ પર્વત ઉપર તો ચક્રવર્તી, રાજર્ષિ અશોકના શિલાલેખો છે અનેક સાધુસંતો અને યોગીઓનુ એ શાન્તિસ્થાન છે ગિરનારની તળેટીમા આવેલા જુનાગઢ શહેરમા ભક્તકવિ નરસિંહ મહેતાનો જન્મ થયેલો શેત્રુંજા અને પાલીતાણા એ જૈનધર્મના તીર્થક્ષેત્રો છે કાઠિયાવાડ એટલે શ્રીકૃષ્ણની નિવાસભૂમિ કાઠિયાવાડ એટલે સોમનાથ મહાદેવના પવિત્ર ધામની ભૂમિ કાઠિયાવાડ એટલે રજપૂતોનુ રણાંગણ કાઠિયાવાડ એટલે શૂરવીરોની શૌર્યભૂમિ કાઠિયાવાડના યશોગાન કોણ ગાઈ શકે એમ છે!

ગુજરાત એટલે મુત્સદ્દીઓનુ મહામંદિર ગુજરાત એટલે ગાંધીજીની કર્મભૂમિ ગુજરાત એટલે રાજવીઓની રાજભૂમિ ગુજરાત એટલે સિદ્ધરાજ જયસિંહની જયપતાકા ગુજરાત આખા હિન્દનો બગીચો છે ગુજરાતની ભૂમિ ઘણી રસાળ છે ગુજરાત એટલે ડાકોરના રણછોડજીનો પુણ્યપ્રદેશ ગુજરાત એટલે નર્મદા, તાપી, અને સાબરમતીના પવિત્ર પ્રવાહોનો પાવનપથ ધર્મભીરુ પારસીઓને પહેલવહેલો આશ્રય આપનાર ગુજરાતજ હતુ

રજપુતાના તો રાજવીઓની ભૂમિ છે પૃથ્વીપુરાણા અરવલ્લી પર્વતની કંદરાઓ તો રજપુતોની શૌર્યવાર્તાઓથી ભરપૂર છે મેવાડ એટલે સિસોદિયા, અને ઝાલાઓની પરાક્રમભૂમિ ઉદયપુર, જોધપુર, જયપુર, બુંદી, કોટા, એક એક નગરના નામમાત્રથી સ્મૃતિપટ ઉપર અનેક સંસ્મરણો તાજા થાય છે. રજપૂતાના એટલે

મહારાણા પ્રતાપ, વીર દુર્ગાદાસ રાઠોડ, રાણા સગ, અને રાણા હમીરની જન્મભૂમિ રજપૂતાના એટલે વીરોનાં કેસરીયા અને વીરાંગનાઓના જૌહર રજપૂતાના તો વીરોની, દેશભકતોની અને સતીઓની ભૂમિ છે મેવાડ તો હિન્દનુ ગૌરવ છે

મહારાષ્ટ્ર તો છત્રપતિ શિવાજીની જન્મભૂમિ પુના, નાશિક, પઢરપુર, એવા એવા અનેક મહારાષ્ટ્રના તીર્થક્ષેત્રો ગોદાવરીને તીરે પચવટીમા તો રઘુકુલતિલક રામચદ્રે નિવાસ કરેલો મહારાષ્ટ્ર તો નરકેસરી તિલકની જન્મભૂમિ સિહગઢ, રાયગઢ, પ્રતાપગઢના નામમાત્રથી ભૂતકાળની ભવ્યતા પ્રત્યક્ષ થાય છે લકાના રાજા રાવણને મારવાને રામચદ્રજીને લકા જવુ પડેલુ, તે વખતે એમના ચરણારવિદથી દક્ષિણનો આખોયે પ્રદેશ પાવન થયેલો છેક દક્ષિણ-મા, લકા અને હિન્દુસ્થાનની વચ્ચે દરિયામા બાધેલો રામનો સેતુ છે એને સેતુબધરામેશ્વર કહે છે ત્યા રામચદ્રે શિવપ્રતિષ્ઠા કરેલી આપણા હિન્દુઓના ચાર ધામમાનુ સેતુબધરામેશ્વર એક ધામ છે મહારાષ્ટ્ર સતોની ભૂમિ છે તુકારામ, રામદાસ, એકનાથ, નામદેવ, જ્ઞાનેશ્વર જેવા અનેક સતો મહારાષ્ટ્રમા પેદા થયા છે મલબારમા જગદ્‌ગુરુ ભગવાન શકરાચાર્યનો જન્મ થયેલો.

## પાઠ ૩૪ મો, ભરતખંડનાં તીર્થક્ષેત્રો (ચાલુ).

આખા હિન્દુસ્થાનની મુસાફરી થાય, દેશદેશના લોકો, તેમના રીતરિવાજો, તેમના પહેરવેશ, તેમના આચારવિચાર, વિગેરેનુ જ્ઞાન થાય, તથા આખા ભારતવર્ષમા ઐકય થઈ એકજ જાતની સસ્કૃતિ-નો પ્રચાર થાય, એવા સ્તુત્ય ઉદ્દેશથી ભારતવર્ષના મહાપુરુષોએ, દરેક ધાર્મિક હિન્દુ ઉપર ચાર ધામની યાત્રા કરવાની ફરજ મૂકી છે એ ચાર ધામ હિન્દુસ્થાનની ચાર દિશાઓમા આવેલા છે ઉત્તરમા બદરીકેદારનાથ, દક્ષિણમા સેતુબધરામેશ્વર, પૂર્વમા જગ-

નાથપુરી, અને પશ્ચિમમા દરિયાકિનારે આવેલુ દ્વારકા ઘણાએ સાધુસતો હજી પણ આ ચારે ધામની યાત્રા કરે છે

હાલના સયુક્ત પ્રાતોમા પ્રાચીનકાળમા ઘણા દેશોનો સમાવેશ થતો હતો કુરુપ્રદેશમા કૌરવો અને પાડવોની સત્તા હતી પાચાલમા દ્રૌપદીના પિતા, અને પાડવોના સસરા દ્રુપદની આણ ફરતી કોશલમા ઘણા જુના કાળમા દશરથ અને રામચદ્રની આણ વર્તેલી મગધમા રાજા જરાસઘની હાક વાગતી વિદેહમા જીવનમુક્ત રાજા જનકને ત્યા જ્ઞાનચર્ચા કરવા અનેક ઋષિમહર્ષિઓ એકઠા થયેલા મથુરામા ઉગ્રસેન અને કસની આજ્ઞા પળાતી હાલ આ બધા દેશોનો સમાવેશ સયુક્ત પ્રાતોમા કરવામા આવ્યો છે

સયુક્ત પ્રાતોના તીર્થક્ષેત્રો અને પ્રખ્યાત સ્થળોની ગણના કરવી સહેલી નથી પહેલવહેલુ આપણે અયોધ્યાનગર લઈએ અયોધ્યામા રાજા રામચદ્રનો જન્મ થયેલો અયોધ્યા એટલે સતીશિરોમણી સીતાનુ શ્વસુરગૃહ, અયોધ્યા એટલે ભ્રાતૃવર ભરત અને લક્ષ્મણની જન્મભૂમિ અયોધ્યામા ભક્તવર તુલસીદાસે પોતાનો વાસ કરેલો અયોધ્યા આપણી સાત મુક્તિપુરીઓમાની એક છે

દિલ્હી તો રાજવીઓનુ રાજનગર કૌરવપાડવોથી માડીને આજ સુધીના રાજાઓને રાજધાની તરીકે એજ પસદ પડયુ છે સત્યનિષ્ઠ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક ત્યાજ થયેલો સમ્રાટ્ અકબરને માથે પણ ત્યાજ કળશસિચન થયેલુ આપણા હાલના રાજ્યકર્તાઓએ પણ કલકત્તામાથી પોતાનો રાજદડ દિલ્હીમાજ આણ્યો છે

મથુરામા તો ભગવાન કૃષ્ણનો જન્મ થયેલો મથુરા પાસે આવેલા વૃન્દાવનમા યમુનાને તીરે, એ કનૈયો રાસ રમેલો યમુનાની કુજે કુજે એણે પ્રેમઘેલી ગોપીઓને ભમાવેલી વૃન્દાવનના બસીવટને ચોતરે ઉભા રહીને એણે બસી બજાવેલી વૃન્દાવન તો ગાયોનુ નદનવન, કનૈયાની લીલા ભૂમિ.

કાશી પણ આપણી મુક્તિપુરી છે કાશી આપણુ સસ્કૃત વિદ્યાનુ કેન્દ્રસ્થાન છે કાશી એટલે વિદ્વાનોની વિલાસભૂમિ કાશી એટલે સન્યાસીઓની શાન્તિપુરી કાશી એટલે પડિતોનુ પાટનગર કાશીમાથીજ ભગવાન શકરાચાર્યે પોતાના ધર્મપ્રચારનુ કામ શરૂ કરેલુ કાશીમાજ અનેક આચાર્યોના વાદવિવાદ થયેલા કાશીમા કાશીવિશ્વનાથનુ ધામ છે કાશીની પાસેજ ભગવાન બુદ્ધનો જન્મ થયેલો કાશી એટલે પતિતપાવની ગગાનુ ધર્મક્ષેત્ર કાશી એટલે મોક્ષધામ કાશીમા આજે પણ સતસાધુઓના અખાડા છે કાશીમા આજે પણ પડિતોના વાદવિવાદો ચાલુ છે કાશીમા માનનીય પડિત મદનમોહન માલવીયજીએ એક વિશ્વવિદ્યાલય સ્થાપ્યુ છે કાશીનુ વર્ણન કલમથી થઈ શકે એમ નથી

મગધ દેશની રાજધાની પટણા ( પાટલીપુત્ર ) પાસે પ્રાચીનકાળમા એક નાલદા નામનુ મોટુ વિદ્યાપીઠ હતુ એ વિદ્યાપીઠમા અનેક બૌદ્ધભિક્ષુઓ વિદ્યાભ્યાસ કરતા, અને ધર્માચરણ આચરતા મગધદેશ એ ભગવાન બુદ્ધની ધર્મપ્રચાર ભૂમિ મગધદેશ એ મહાવીર સ્વામીની જન્મભૂમિ બૌદ્ધ અને જૈન એ બે મહા ધર્મોની ઉત્પત્તિ અહીંજ થયેલી નાલદાના જેવુજ એક વિદ્યાપીઠ પજાબમા પેશાવર પાસે હતુ તેનુ નામ તક્ષશિલા હતુ ત્યા ભગવાન પાણિનિએ અભ્યાસ કરેલો ભગવાન પાણિનિ આપણા મહાન વૈયાકરણ છે સસ્કૃતભાષાનુ વ્યાકરણ આપણે માટે એમણેજ લખ્યુ છે

મિથિલાના રાજા જનકને તો સૌ કોઈ જાણે છે જનકના પુત્રી સીતા તે રામચદ્રના પત્ની થાય જનકને સૌ કોઈ વિદેહી કહેતુ એમની સભામા અનેક ઋષિમહર્ષિઓ આવી જ્ઞાનચર્ચા કરતા ઉપનિષદોમા જનકની સભામા થએલી અનેક ચર્ચાઓ સબધી ઉલ્લેખો છે કાશીની પાસે આવેલા ચિત્રકૂટ પર્વત ઉપર વનમા સિધાવના રામચદ્રે વાસ કરેલો આ પ્રમાણે આપણા સયુક્ત પ્રાતોમા અનેક તીર્થક્ષેત્રો આવેલા છે ગગા, યમુના, વિગેરે નદીઓ તો આપણા મોક્ષધામો છે પ્રયાગનો પ્રયાગવડ અને ગયાનુ બુદ્ધ-

મંદિર પણ વિશ્વવિખ્યાત છે આ પ્રદેશના તીર્થક્ષેત્રો અને મંદિરોનુ વર્ણન કરવાને તો સ્વતંત્ર પુસ્તક લખાવુ જોઈએ આ પ્રદેશમા અનેક ધર્મોનુ સંમેલન થયુ છે. આ પ્રદેશમા, જૈનધર્મ, બૌદ્ધધર્મ, બ્રાહ્મણધર્મ, અને મુસલમાનીધર્મ, એમ ચારે ધર્મોની સંસ્કૃતિએ વાસ કર્યો છે આગ્રાનો તાજમહેલ તો જગવિખ્યાત છે મોગલ જમાનામા બંધાયેલા મુસલમાનોના અનેક પવિત્ર સ્થળો આ પ્રદેશમા આવેલા છે આ પ્રદેશ હિન્દુસ્થાનનુ ગૌરવ છે.

## પાઠ ૩૫ મો, ભરતખંડનાં તીર્થક્ષેત્રો (ચાલુ).

આપણો બંગદેશ (બંગાળા) પણ કાંઈ જેવો તેવો નથી બંગદેશ ભાગીરથીના પવિત્ર જળથી પાવન થયેલો છે કલકત્તામા મહાકાળીનુ મંદિર છે. બંગાળમા શક્તિની ઉપાસના વિશેષ છે આપણા દેવોમાં ત્રણ મુખ્ય છે શિવ, વિષ્ણુ અને બ્રહ્મા શિવ અને વિષ્ણુની પૂજા ઘેરેઘેર થાય છે કોઈ શૈવ હોય છે તો કોઇ વૈષ્ણવ હોય છે. બંગાળમા શક્તિપૂજાનો વિશેષ પ્રચાર છે મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી એ શક્તિના ત્રણ જુદા જુદા સ્વરૂપો છે એ સિવાય આપણા દેશમા સૂર્યદેવની, વરુણદેવની, તથા ઈન્દ્રદેવની પણ પૂજા થાય છે

બંગાળા એટલે સ્વામી રામકૃષ્ણ પરમહંસની જન્મભૂમિ બંગાળા એટલે સ્વામી વિવેકાનંદનુ ઉદ્ભવસ્થાન બંગાળા એટલે બાબુ અરવિંદઘોષનો જન્મપ્રદેશ બંગાળા એટલે દેશભક્ત પ્રફુલ્લચંદ્ર રૉયનુ કાર્યક્ષેત્ર બંગાળા એટલે કવિવર રવીન્દ્રનાથ ટાગોરની નિવાસભૂમિ બંગાળામા પણ અનેક સાધુસંતો અને દેશભકતો પેદા થયા છે આપણા દેશના એકેએક ભાગમા દેવમંદિરો છે એકેએક ભાગમા પવિત્ર નદીઓ અને પર્વતો છે

હિમાલયના કૈલાસશિખર ઉપર શિવજી વસે છે માનસરોવરમા રાજહંસો મોતીનો ચારો ચરે છે હરદ્વાર અને ગંગોત્રીમા સાધુસંતોના અખાડા જામેલા રહે છે ઉજ્જયિનીમા ક્ષિપ્રાનદીને

તીરે મહાકાળેશ્વર મહાદેવનો મોટો મેળો ભરાય છે ગુજરાતમા આવેલી સરસ્વતીનદી પણ એક તીર્થક્ષેત્ર છે સિદ્ધપુરપાટણમા હજી પણ સિદ્ધરાજ જયસિહના નામના ભણકારા વાગે છે સિદ્ધરાજ અને મૂળરાજે બધાવેલા રુદ્રમાળના અવશેષો હજી પણ આપણને આપણા પ્રાચીન ગૌરવનુ સ્મરણ કરાવે છે ગુજરાત અને રજપુતા-નાના સીમાડા ઉપર આવેલો આબુપર્વત પણ કાઈ ઓછો પ્રખ્યાત નથી આબુ પાસે આવેલા આરાસુરના ડુગર ઉપર અબાજીમાતાનુ મદિર છે દર વર્ષે હજારો યાત્રાળુઓ અબામાતાની જાત્રાએ જાય છે, અને પ્રસાદ લઈને પાવન થાય છે આબુ ઉપરના જૈનમદિરો પણ વિશ્વવિખ્યાત છે

શ્રીમત ગાયકવાડ સરકારની રાજધાની વડોદરા પાસે આવેલો પાવાગઢ અથવા પવનગઢ પર્વત પણ જાણીતો છે એ પર્વત ઉપર મહાકાલીનુ મદિર છે મદિર ઉપર સદનશાહ પીરની કબર છે આ ઠેકાણે હિન્દુ અને મુસલમાનના દેવોનુ સમેલન થયુ છે હિન્દુ યાત્રાળુઓ મહાકાલી અને પીર બન્ને તરફ ભક્તિભાવથી જુએ છે પાવાગઢની પાસે આવેલા ચાપાનેર શહેરના ખડેરો પણ જોવા જેવા છે વડતાલ અને ગઢડામા ( કાઠીયાવાડ ) આવેલા સ્વામીનારાયણના મદિરો પણ જોવા લાયક છે આપણો ભરતખડ તો તીર્થક્ષેત્રોનો ભડાર છે એ તીર્થક્ષેત્રોનુ સપૂર્ણ વર્ણન કરવુ સહેલ નથી

આપણા દેશમા મુસલમાનોના પણ અનેક પવિત્ર ક્ષેત્રો છે અનેક રાજવીઓની કબરો છે અનેક મસ્જીદો છે, અનેક રોજા છે અમદાવાદ અને દિલ્હીની જુમામસ્જીદો જોવા જેવી છે એ સિવાય મુસલમાની સમયના બીજા અનેક જોવા લાયક સ્થળો છે

બૌદ્ધધર્મની જાહોજલાલીના સમયમા પર્વતમાથી કોતરી કઢાયેલી અનેક ગુફાઓ પણ હજી મોજુદ છે કાર્લાની ગુફાઓ, ધારાપુરીની ગુફાઓ, કેનેરીની ગુફાઓ અને એવી એવી બીજી અનેક ગુફાઓ પણ હજી યાત્રાળુઓને પોતાની તરફ ખેચી રહી છે જૈનધર્મના મદિરોનુ પણ સૌદર્ય અલૌકિક છે. અજમેર પાસે

પુષ્કરજી નામનુ એક તીર્થક્ષેત્ર છે આ તીર્થક્ષેત્રમા બ્રહ્માની એક મોટી મૂર્તિ છે અહીં બ્રહ્માની પૂજા થાય છે.

આ પ્રમાણે આપણા દેશમા અનેક તીર્થક્ષેત્રો છે અનેક પવિત્ર નદીઓ છે અનેક પવિત્ર પર્વતો છે અનેક સુદર અરણ્યો છે આવા પવિત્ર દેશમા આપણો જન્મ થયો છે, તેને માટે આપણે પ્રભુનો ઉપકાર માનવો જોઈએ આપણો ધર્મ પણ ઉત્તમ છે એ ધર્મનુ તથા આ આપણા દેશનુ આપણે રક્ષણ કરવુ જોઈએ હિન્દમાતાના ફળદ્રુપ પ્રદેશમાથી આપણને આપણી જરૂરી ચીજો મળી આવે છે આપણને પાળીપોષી મોટા કરનાર એ હિન્દમાતાને આપણા સહસ્રવાર નમસ્કાર હો !

# સંતવાણી.

રામ રામ સૌ કોઈ કહે, ઠગ ઠાકોરને ચોર,
વિના પ્રેમ રીઝે નહી, તુલસી નદકિશોર—
સિયાવર રામચદ્રકી જે ૧
લઘુતાથી પ્રભુતા વધે, પ્રભુતાથી પ્રભુ દૂર,
કીડી મિશરી ખાત હે, હસ્તી ફાકત ધુલ—સિયા ૨
પ્રભુતાને સૌ કોઈ ભજે, પ્રભુ ભજે નવ કોઈ,
પ્રભુતા તજી પ્રભુને ભજે, તો પ્રભુતા દાસી હોય—સિયા ૩
કામીનો ગુરુ કામ છે, લોભીનો ગુરુ દામ,
ફકીરના ગુરુ સત છે, સતોના ગુરુ રામ—સિયા ૪
હાડ બળે જેમ લાકડી, કેશ બળે જેમ ઘાસ,
સૌ જગ બળતુ દેખીને, ફકીર થયા ઉદાસ—સિયા ૫
મન મરે માયા મરે, મરમર જાય શરીર,
આશા તૃષ્ણા ના મરે, કહી ગયા દાસ કબીર—સિયા ૬
કામ ક્રોધ મદ લોભની, જ્યાલગી મનમા ખાણ,
તુલસી પડિત મૂરખા, બન્ને એક સમાન—સિયા ૭

તુલસી આ સસારમા, પાચ તત્ત્વ છે સાર,
સતસમાગમ હરિભજન, દયા દાન ઉપકાર—સિયા. ૮
આવ નહી આદર નહી, નહી નેનનમે નેહ,
તુલસી એ ઘર નવ જાઈએ, મર કચન વરસે મેહુ—સિયા. ૯
રામ રૂપૈયા રોક છે, ખરચત ખૂટે નહી,
લેતે દેતે ના ઘટે, એવી ચીજ કોઈ નહી—સિયા ૧૦
બ્રાહ્મણ થયાતો શુ થયુ, ગળામા ઘાલ્યુ સૂત;
આત્મજ્ઞાનની ખબર નહી, થયા શ્મશાનના ભૂત—સિયા ૧૧
ઢોર ઘડતા મનુષ્ય ઘડાયો, નથી શિગને પુછ,
તુલસી હરિની ભક્તિ વિણુ, ધિક દાઢી ધિક મુછ—સિયા ૧૨
કરત કરત અભ્યાસથી, જડમતિ હોય સુજાન,
રશરી આવે જાયતો, શિલા હોત નિશાન—સિયા ૧૩
માગવુ મરણુ સમાન છે, કોઈ ન માગો ભીખ,
માગ્યાથી મરવુ ભલુ, એ સતગુરુની રીત—સિયા ૧૪
પઢપઢ કર પત્થર થયા, લખી લખીને ઈંટ,
કબીર અતર પ્રેમની, જરા ન લાગી ચીટ—સિયા ૧૫
તુલસી ગરીબ ન સતાવીયે, બુરી ગરીબની હાય,
મુઆ ઢોરના ચામથી, લોહ ભસ્મ થઈ જાય—સિયા ૧૬

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ।
ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः । स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः । स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ओम् शान्ति शान्ति शान्ति ॥

સમાપ્ત.